# જ્ઞાનપંચમી અને તેનું ઉદ્યાપન



[ ઉદ્દેશ–કથા–પ્રકાર–વિધિ અને ઉદ્યાપનપદ્ધતિ સહિત ]



લેખક અને પ્રકાશક,

આવજી દામજી શાહ.

ધાર્મિક શિક્ષક, બાબુ પી. પી. જૈન હાઇસ્કૂલ, મુંબઈ

પ્રથમાવૃત્તિ

વીરસંવત્ ૨૪૫૦ પ્રત ૧૦૦૦ ઈ સ ૧૯૨૪



ભાવનગર—ધી આનંદ પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ ગુલાબચંદ
લલ્લુભાઈએ છાપ્યું



મૂલ્ય ૦–૪–૦

Knowledge is power

---

' ज्ञान स्यात् कुमता धकारतरणिर्ज्ञान जगल्लोचनं
ज्ञान नीतितरङ्गिणीकुलगिरिर्ज्ञान कषायापहम्
ज्ञान निर्वृतिवश्यमन्त्रममलं ज्ञानं मन पावनं
ज्ञान पञ्चविध यजेदहमनिश स्वर्गापवर्गप्रदम् "

' જ્ઞાન રહિત ક્રિયા કહી કાશ કુસુમ ઉપમાન
લોકાલોક પ્રકાશકર જ્ઞાન એક પરધાન
જ્ઞાની સાસો સાસમે કરે કર્મનો ખેહ
પૂર્વ કોડિ વરસા લગે અજ્ઞાન કરે તેહ

# ઉપોદ્‌ઘાત

## લેખક તરફથી બે બોલ

જ્ઞાનપંચમી એટલે વિધિપૂર્વક જ્ઞાનનો ઉત્સવ કરવા માટે નિર્ણીત કરેલો ચોક્કસ દિવસ કોઈપણ વર્ષની કાર્તિકશુક્લપંચમી તે દિવસનું બીજું નામ 'સૌભાગ્ય પંચમી' પણ જાણીતુંજ છે

જ્ઞાનપંચમીનો એટલે જ્ઞાનોત્સવનો આ દિવસ-આ પ્રસંગ એક ધાર્મિક પ્રસંગ તરીકે જૈનસંપ્રદાય સિવાય અન્યત્ર જોયો નહિંજ જડે, બેશક એ જૈનધર્મની એક વિશિષ્ટતાજ છે

જૈનસમાજમાં પ્રાચીન સમયથી માનની નજરે જોવાતો આવેલો આ ધાર્મિક પ્રસંગ આજે પણ ઉજવાય છે કોઈ એક પ્રસંગ, પછી તે ધાર્મિક હો કિંવા વ્યાવહારિક હો પણ તેને ઉજવવાનો વિધિ તો લગભગ દેશ, કાળ ભાવ અને ક્ષેત્રની પરિસ્થિતિ પરજ આધાર રાખી રહેલો હોય છે

કોઈપણ ધર્મના કે સમાજના સ્થાપિત વિધિમાં કાળક્રમે વિકૃતાવસ્થા ઉદ્‌ભવવા પામે અથવા તો તે વિધિ પૂર્વે યથાવત્ પળાતો હોય પણ કેટલાક કાળ પછી 'સાપ ગયા ને લીસોટા રહ્યા' એ જનશ્રુતિ અનુસાર તેના આદર્શ વિસરી જવાતા હોય એમ પણ બને છે જ્ઞાનપંચમીના વિષયમાં પણ કેટલેક અંશે એવું બનતું ગયું છે એવો લેખકનો કેટલાક વર્ષનો અનુભવ છે

પ્રસ્તુત પુસ્તક લખવાનો ખાસ યત્ન તો તેનો [ જ્ઞાનપંચમીનો ] વાસ્તવિક ઉદ્દેશ સમજાય તેટલા માટેજ છે જ્ઞાનપૂજાના ઉપાસક જૈન અને જૈનેતર સ્ત્રી-પુરૂષો આ પુસ્તક જરૂર વાંચશે અને વિચારશે એટલેથી ન અટકતાં તેનું મનન કરી આચારમાં મૂકવાનો પણ યત્ન કરશે એવી આશા રહે છે •

જ્ઞાનપંચમીના ઉદ્યાપન નિમિત્તે આજે હજારો રૂપીયાનો જે ખર્ચ જ્ઞાનાદિના ઉપકરણો પાછળ કરાય છે તે ન કરતા જૈનભંડારોમા નિર્માલ્ય વત્ બનતા ઉત્તમોત્તમ પ્રાચીન ગ્રંથો છપાવી પ્રકટ કરવા પાછળજ કરવાની આજ્ઞા આજના યુગપ્રધાન જૈનાચાર્યો કરે તો તેમા કેટલું શ્રેય સમાયેલું છે તે બતાવવાનો પણ આ યત્ન છે લેખકે જ્ઞાનપંચમીનો અને તેના ઉદ્યાપનનો ઉદ્દેશ દૃષ્ટિસમીપ રાખી તેમ તેના વિધિમાં દેશ કાળ વગેરેને અનુલક્ષીને નકારો તરજ બતાવ્યા છે તે સમગ્ર પુસ્તક વાંચી જનાર કોઇ પણ વાચકને પ્રતીત થયા વગર રહેશે નહિ

આ પુસ્તકમા ક્રમસર જ્ઞાનપંચમીનું મહત્ત્વ પૂર્વે જ્ઞાનની અવજ્ઞા અને પછી પાલન કરનાર વરદત્ત અને ગુણમંજરીના પ્રસિદ્ધ કથાનક તપના પ્રકાર, ઉદ્યાપનમા મૂકાતી વસ્તુઓના નામ અને છેવટે જ્ઞાનપંચમીની ઉદ્યાપનપદ્ધતિ વિષે વિસ્તૃત ઇનામી નિબંધ વગેરે મૂકવામા આવેલ હોવાથી આશા રહે છે કે જ્ઞાનપૂજનના ઉપાસક આમાનદ્દ સર્વને ઉપયોગી થઇ પડશે

વકીલ શ્રીયુત ન્યાલચંદ લક્ષ્મીચંદ સોની બી એ એલ્ એલ્ બી એમણે આ પુસ્તકની પ્રસ્તાવના લખવાના મારા નિમંત્રણનો સ્વીકાર કરી પોતાની અનેકવિધ પ્રવૃત્તિઓમાથી અવકાશ મેળવી રસિક તેમજ વિદ્વત્તા ભરી રીતે સત્વરાએ લખી મોકલવા બદલ તેઓ સાહેબનો ઉપકૃત છું

ઘાટકોપર
તા ૫-૧-૨૪ ગુરુવાર

માનજી દામજી શાહ



# પ્રસ્તાવના.

આવા એક પુસ્તક રૂપે પ્રગટ થતા, ૯ વરસ ઉપર નાના નિબંધરૂપે લખાયેલ લેખની વળી પ્રસ્તાવના શી ? અને તે પણ મારે શામાટે લખવી ? તેવા સ્વાભાવિક રીતે ઉત્પન્ન થતા પ્રશ્નોના ઉત્તર જૈન પ્રજા સમક્ષ રજૂ કરવાની ખાસ આવશ્યકતા જણાય છે અને તે નીચેના ઉલ્લેખમાંથી મળી રહેશે.

આજથી શુમારે ૭ વરસ ઉપર શ્રી જ્ઞાનપંચમીના ઉદ્યાપનનો પ્રસંગ પ્રાપ્ત થતા અને શક્તિ અનુસાર એગાદ છોડ વગેરે તૈયાર કરાવવાનુ કહેવામા આવતા-હરકોઈ તપના ઉદ્યાપનની જરૂરીયાત શાસ્ત્રસંમત હોવાથી તે સંબંધમા કોઈ પણ ક્રિયામાર્ગ તરફ પણ રુચિ ધરાવતા ભવભીરુ સજ્જનને વિરુદ્ધ પડવાનુ કારણ હોઇ શકે નહિ પરતુ તે ઉદ્યાપનનો વિધિ શુ ? હાલના દેશ-કાળને અનુસરી તે કેવીરીતે ઉજવવુ જોઇએ ' વગેરે અનેક પ્રકારની વિચાર-પરંપરા ઉદ્દભવતા એવા નિશ્ચય ઉપર આવવાનુ થયેલ કે " આધુનિક સમયમાં જ્ઞાન પંચમીનુ ઉદ્યાપન કેવી રીતે થવુ જોઇએ " એ વિષય ઉપર સાથી સારો નિબંધ લખી મોકલનાર જૈન બંધુને રૂ ૨૫)નુ ઇનામ આપવામા આવશે એ મતલબની જાહેર ખબર " જૈન " પત્રમા તેમજ શ્રી જૈન ધર્મ પ્રકાશ આદિ માસિકમાં પ્રગટ કરાવવામા આવેલ પરતુ તે જાહેરાતના પરિણામે ફક્ત બેજ નિબંધ લખાઇ આવતા તે નિબંધ પૈકી તે નિબંધના લેખકને રૂા ૨૫)નુ ઇનામ આપવામા આવેલ. તે નિબંધ પુસ્તકરૂપે પ્રકટ કરવાનો પ્રસંગ તેના લેખકને પ્રાપ્ત થતાં તેની પ્રસ્તાવના લખવા માટે મને આમંત્રણ કરવામા આવ્યાથી તેના પ્રેમપૂર્વકના આમંત્રણને માન આપી આ પ્રસ્તાવના લખવાનો પ્રસંગ હાથ ધરૂં છુ

શ્રી ' જ્ઞાન પંચમી " નામનુ પુસ્તક દેવનાગરી ટાઈપમાં શ્રી જૈન ધર્મ પ્રસારક સભા તરફથી પ્રગટ થયેલ છે અને તેની બે આવૃત્તિઓ બહાર પડી ચૂકી છે સદર પુસ્તકમા શ્રી જ્ઞાનપંચમી તપ-તપ કરવાનો વિધિ-જ્ઞાનાચાર -ને ઉપરની જુદી જુદી કથાઓ-જ્ઞાનાષ્ટક-જુદાજુદા આચાર્યોકૃત શ્રી પંચ જ્ઞાનની પૂજા-ચૈત્યવંદન-સ્તવન-સ્તુતિ-સજ્ઝાય-દેવવંદન તથા ઉજમણાનો

વિધિ વગેરેનો સમાવેશ કરવામાં આવેલ છે. પરંતુ તમારું પુસ્તક બારીક વાંચી જોવાથી જણાશે કે તે તન નવીન પદ્ધતિ ઉપરજ યોજેલ હોવાથી તે સમસ્ત જૈન પ્રજાગણ તરફના ખાસ આવકારને પાત્ર છે.

જે વિષયની સ્વતન્ત્ર ન સ્વતન્ત્ર અને નીડર ચર્ચાની જૈન સમાજને હાલમાં ખાસ જરૂર છે તેવી ચર્ચાનો કંઇક ઝાંખી—દરશાન આ એક નાનકડા પુસ્તકરૂપે પ્રગટ થતા નિબંધથી કરવામાં આવેલ છે તે જાણી દરેક સહૃદય જૈન બન્ધુના હૃદયમાં આનંદની લાગણી ઉદ્‌ભવશે અને મજકુર નિબંધમાં જેટલા ઉમળકાથી—જુસ્સાથી, જેટલી ધાર્મિક લાગણીથી જેટલા ઉચ્ચ ગ્રાહી અભિલાષોથી આખી ઉદ્યાપન પદ્ધતિમાં તદ્દન નવીન માર્ગે સંચિન ફેરફાર કરવાની જે જે કંઇ સૂચનાઓ નમ્રભાવે કરવામાં આવેલ છે તે તે સર્વની તેટલાજ ઉમળકાથી—જુસ્સાથી તેટલીજ ધાર્મિક લાગણીથી અને ઉચ્ચગ્રાહી અભિલાષોથી છૂટથી—નીડરતાથી—સ્વતન્ત્ર રીતે ઉહાપોહ કરવામાં આવશે તેથી પૂરતા વિચાર સ્વાતંત્ર્ય સાથે ચર્ચા કરવામાં આવશે અને તેવી ચર્ચાના પરિણામે જે કંઇ નિર્ણયો ઉપર આવવાનું સુશિક્ષિત જૈન સમાજને યોગ્ય લાગે તે નિર્ણયોને દૃઢતાથી વળગી રહી તેનો થોડે ઘણે અંશે પણ અમલ કરવાનો પ્રસંગ જૈન સમાજને પ્રાપ્ત થશે તો લેખકનો પ્રયાસ—આ પ્રીતિ—શ્રમ કંઇક અંશે સફળ થશે.

લેખકે શરૂઆતમાં જ્ઞાન પંચમીનું મહત્વ સમજાવી જ્ઞાનપંચમીના આરાધનથી જ્ઞાનાવરણીયકર્મનો ક્ષય તેમજ આ લોક અને પરલોકના સુખની પ્રાપ્તિ ઉપરાંત છેવટ ઉત્તરોત્તર શાશ્વત સુખની પ્રાપ્તિ થાય છે અને વિરાધનાથી તેથી વિપરીત સ્થિતિનો અનુભવ કરવો પડે છે, તે ઉપર ગુણમંજરી અને વરદત્તના કથાનક પોતાની ભાષામાં આપેલ છે અને તે પછીથી જ્ઞાનપંચમીના ઉદ્યાપન સંબંધમાં તેણે શુમાર છ વરસ ઉપર લખી મોકલેલ નિબંધ દાખલ કરેલ છે, આ નિબંધમાં જણાવેલ વિચારો આધુનિક સમયમાં જ્ઞાનપંચમી યાનો તેવાજ બીજા કોઇ મહાન્ તપના ઉજમણા હાલના દેશ—કાળને અનુસરીને તે કેવા ધોરણે થવા જોઇએ તે સંબંધમાં જે કંઇ નવીન પ્રકાશ પાડે છે તે ખાસ હાલના સુશિક્ષિત વર્ગે વિચારપૂર્વક લક્ષમાં લેવાની જરૂર છે. એટલું તો કબુલ જ કરવું

પડશે કે તે વિચારો કોઈ ધુરંધર ધર્માચાર્યના કે કોઈ ઉંચો દરજ્જો ભોગવતા વિદ્યાસંપન્ન ધનિક આગેવાનના નથી પરંતુ તેટલાજ કારણથી તેના તરફ કોઈ રીતે દુર્લક્ષ થવું જોઈએ નહીં બકે તેમાં કંઈ ઉપયોગિતા–નવીનતા જણાતી હોય–તે આદરને પાત્ર જણાતા હોય, એક યા બીજી રીતે ચર્ચાને પાત્ર જણાતા હોય તો તેના તરફ તેટલાપુરતી માનની નજરથી જોવાની જરૂર છે તે વિચારોમાં નવીનતા કરતાં તે નીડરતાથી સમાજ સન્મુખ રજૂ કરવાપુરતી હીંમત અને અડગ ઉત્સાહ–વધારે સ્પષ્ટતાથી તેમાં ઝળકી રહેલ છે

હાલમાં ચારે બાજુ નજર ફેરવીએ છીએ તો જૈનપુરી ગણાતા અનેક મ્હોટા મ્હોટા શહેરોમાં વારંવાર અનેક પ્રસંગોએ ઉજમણાં–અઠ્ઠાઈ મહોત્સવો, પ્રતિષ્ઠામહોત્સવો–પદવીઆરોપણસમારંભો મ્હોટા ઠાઠ સાથે પુષ્કળ દ્રવ્યવ્યય પૂર્વક ઉજવાતા જોઈએ છીએ કોઈ ધાર્મિક વૃત્તિના આગેવાન–પૈસાપાત્ર સદ્‌ગૃહસ્થને ત્યાં પોતાના પુત્ર–પાત્રાદિનો લગ્ન પ્રસંગ હોય છે તો તેવા પ્રસંગ સાથે આવા ઉદ્યાપન–અઠ્ઠાઈ મહોત્સવોના પ્રસંગો જોડી દઈ સવિશેષ આડંબર અને ધામધૂમ કરવામાં આવે છે મ્હોટા મ્હોટા શહેરોમાં તો કોઈ કોઈ પ્રસંગે એક સાથે ત્રણ–ચાર સ્થળોએ અસાધારણ ઠાઠમાઠ અને સંપૂર્ણ ભભકા સાથે આવા ઉદ્યાપનો અને અઠ્ઠાઈ મહોત્સવો ચાલી રહ્યા હોય છે અને તેને અંગે ધનિક વર્ગમાં સ્વાભાવિક રીતે પ્રધાનપદ ભોગવતી સ્પર્ધા–હરીફાઈ એટલા મ્હોટા પ્રમાણમાં પ્રવર્તતી હોય છે કે પોતાની વાહવાહ કહેવરાવવા ખાતર બીજા અનેક ભવ્ય અને મોહક દેખાવોથી તેમજ ઇલેક્ટ્રીક લાઈટની રંગબેરંગી રોશનીઓથી આડંબરપ્રિય જૈન પ્રજાને એટલી બધી આંજી દેવામાં આવે છે કે તે બધી પ્રવૃત્તિ તેમની ખરેખરી ઉન્નતિ–સંગીન પ્રગતિના માર્ગ તરફ છે કે તેના વિરુદ્ધ દિશામાં છે તેનો કંઈ પણ ખ્યાલ ભાગ્યે જ થતો જોવામાં આવે છે આવા પ્રસંગોએ માનવૃત્તિ એટલી બધી તીવ્રપણે પોતાનો પ્રભાવ જમાવી રહેલી હોય છે કે એકેક છોડ પાછળ હજારો રૂપીયા ખર્ચી નાખવામાં આવે છે અને અસાધારણ–ભારે કીંમતના છોડ એટલે બીજા તમામ ઉપકરણો પણ તેટલા પુરતી વિશિષ્ટ કીંમતના હોવા જોઈએ, એ

ધોરણે આવા લખલૂટ ખર્ચની કંઈ હદ રહેતી નથી અને પરિણામે તમામ વસ્તુઓ વધાર કીંમતી-મૂલ્યવાન્ થતા જતા તેના ઉપર વગધણીનો મોહ પણ એટલો બધો તીવ્રપણે વર્તતો જોવામા આવે છે કે તે કોઈ યોગ્ય સંસ્થા કે પાત્રને સમર્પણ થવાને બદલે ધરધણીના પેટી-પટારા કે તીજોરીમાં સ્થાન મેળવે છે તેનો જોઈએ તેટલો છૂટથી ઉપયોગ થવાને બદલે તે ચોરાઈ જવાનો ભય વધતો જાય છે આ રીતે જ્ઞાનની પૂજા કેવળ ઉપલક રીતે બાહ્ય દેખાવ રૂપે એવુ સ્વરૂપ ધારણ કરી લેતી જોવામા આવે છે કે જ્ઞાનના વાસ્તવિક સ્વરૂપની પૂજા તદ્દન વિસાર પડી જાય છે વળી આવા મ્હોટા મ્હોટા ઉજમણાને પૂરેપુરા શોભાવવા માટે-વરઘોડા -જમણવાર વગેરેના પણ તેવાજ મ્હોટા ખર્ચા થતા જોવામા આવે છે તમામ મ્હોટા મ્હોટા શહેરોમા પ્રતિવર્ષ અને નાના ગામડામા પણ ક્વચિત્ ક્વચિત્ સંખ્યાબંધ પ્રસંગોએ થતા આવા ટોટા લાખો રૂપીઆના ધાર્મિક ખર્ચોના સરવાળા કોઈ વિદ્વાન્ જૈનગણિતશાસ્ત્રીએ અર્થ શાસ્ત્રના દૃષ્ટિથી કદિપણ ગણી જોયા છે ખરા ! આવા ખર્ચોના આંકડાનો કોઈ વર્તમાન જૈન ઇતિહાસના શોખીન સજ્જને આધુનિક અર્થશાસ્ત્રની દૃષ્ટિથી જૈન સમાજના સામુદાયિક લાભ તરફ નજર રાખી મનન પૂર્વક અભ્યાસ કર્યો છે ખરો ! આવા અને તેવાજ બીજા અનેક પ્રકારના ખર્ચો સામાન્ય રીતે જેટલે દરજ્જે આપણા સમુદાયમા રૂઢ વિચારો તરીકે કેટલી હદ સુધી પોતાનુ બળ જમાવી રહેલ હોય છે તેનો કંઈ ઉંડો અભ્યાસ આપણામાના કોઈ સમસ્ત જૈન સંસ્થાઓના અભ્યાસી યુવકે કર્યો છે ખરો ! અને તેવો કંઈ અભ્યાસ કર્યો હોય તોપણ તે અભ્યાસને પરિણામે સ્વત ઉદ્‌ભવતા વિચારો પૂરતી સ્વતંત્રતાથી-નીડરતાથી પ્રકટ કરવાની તેણે કદિપણ હીંમત બતાવી છે ખરી !

દીલગીરી સાથે કહેવુ પડે છે કે આપણો આખો સમુદાય એટલો બધો રૂઢ વિચારોને આધીન વર્તતો જોવામા આવે છે-પરંપરાથી ચાલ્યા આવતા પ્રવાહ બળમા જાણ્યે અજાણ્યે તણાતો જતો જોવામા આવે છે કે-ગતાનુગતિકો લોક એ ન્યાયે બીજા કંઈ સારા-ઉમદા-વિશેષ preductive વિચારો, પ્રશંસનીય માર્ગો તરફ તેમનુ લક્ષજ જતુ નથી અને ક્વચિત્ એક , તો બીજો વધારે પગ કરવા યોગ્ય રસ્તો સૂઝ

આવે છે તો તે રસ્તે પ્રયાણ કરવા તરફ ભભભયા વિદ્વાન્ અને આગેવાન લેખાતા માણસોની પણ હીમ્મત જણાતી નથી આપણા અગ્રગણ્ય લેખાતા સુશિક્ષિત જૈન બંધુઓ પણ-તેઓએ વિચાર બળ ઘણી સુંદર રીતે કેળવ્યું હોય છે છતા પણ કઇ નવીન-સગીન પદ્ધતિ કે માર્ગ ગ્રહણ કરવા પુરતુ હીંમત ને બળ બતાવી શકતા નથી આવા બગને પૂરતો અવકાશ મળે તે કારણથી જ આ પ્રયાસ હાથ ધરવામા આવેલ છે

હરકોઇ તપના ઉદ્યાપનનો માર્ગ સમળજો નિષેધ કરવાનો અત્ર સ્વપ્ને પણ આશય નથી અને તેવો આશય કોઇપણ ભવભીરૂ સજ્જનને હોવો પણ ન જોઇએ પરંતુ હાલમા જે રીતિથી-જે ધોરણથી જે પ્રકારથી ઉજમણા થતા જોવામાં આવે છે તેમા હાલના દેશ-કાળના ભાવો તરફ પૂરેપૂરૂ લક્ષ આપીને તેમજ સમગ્ર જૈનપ્રજાગણની સામાજિક તેમજ આર્થિક સ્થિતિનો બરાબર અભ્યાસ કરીને, બ્હોળો-સગીન ફેરફાર કરવાની ખાસ અનિવાર્ય જરૂર છે અને આવા ફેરફારને યોગ્ય રીતે પ્રતિપાદન કરવા માટે-સ્થિતિચૂસ્ત જૈન પ્રજાને ગળે ઉતારવા માટે પ્રત્યેક વિચારજ્ઞાન કાર્યદક્ષ જૈન બંધુએ નીડરતાથી બેધડકપણે-સંપૂર્ણ હીંમતથી કામ કરી, બતાવવાની જરૂર છે Example is better than precept એ ન્યાયે વિદ્વાન્ જૈન બંધુએ-નવા પ્રકાશની ઝાંખી અનુભવતા જૈન ભાઇએ, મહાત્માજીના આ સર્વમાન્ય સાદાઇ અને નિખાલસપણેથી કામ કરી બતાવવાના જમાનામા, પોતાને ત્યા જ તેવા કોઇ નાના યા મોટા ઉદ્યાપનનો પ્રસંગ ઉપસ્થિત થતા, તદ્દન નવીન માર્ગે, દાર્ષ્ટાંતિકરીને કામ કરવાની જરૂર છે પ્રત્યેક ધર્મનિષ્ઠ બંધુએ હવે ખુલ્લા હૃદયે કબૂલ કરવુ જોઇએ કે આ ગાંધીયુગમા, શૂન્ય પરિણામ નીપજાવતો ગાડકમાળનો-આડંબરનો-બાહ્યદેખાવનો-ટાપટીપનો આછકલાઇનો, મોહકતાનો જમાનો હવે વહી ગયો છે, સમુદાયમા જ્ઞાનની સંગીન વૃદ્ધિ થાય, સમસ્ત જૈનસમુદાય વિશાળ જૈન સાહિત્ય સેવા માર્ગના અનેકવિધ કાર્યક્ષેત્રોમા રસ લેતો થાય, ખરેખર જ્ઞાન માર્ગની પરમ ભક્તિ નિમિત્તે આપણા પરમ વદનીય શાસ્ત્રકારોએ નિસ્વાર્થ બુદ્ધિથી જ્ઞાનપંચમી જેવા ખાસ ઉત્કૃષ્ટ જ્ઞાનપર્વની જે રીતે જે પ્રકારે

યોજના કરી છે તેવી યોજના બીજા કોઈ ધર્મના સંપ્રદાયોમાં મળી આવતી નથી તેવી વિલક્ષણ યોજનાની સર્વાંગે સાર્થકતા સિદ્ધ થાય સંકુચિત વિચારના આગેવાન કાર્યવાહકોની બેપરવા-શિથિલતાને લઈ હાલ કેટલાક સાહિત્યસેવકો-આપણા પોતાનાજ જૈન ભાઈઓ આપણ સાંપ્રદાયિક સાહિત્યવિસ્તારની યોજનાનું પરમ આદરણીય કાર્ય બાજુ ઉપર મૂકી અન્ય દિશામાં પોતાની કાર્ય શક્તિનો પ્રવાહ વાળતા જાય છે, તેમને આ તરફ વળી વાળી સમસ્ત દેશના એક મુખ્ય અંગભૂત આ પણ જૈન સંપ્રદાયના શાસ્ત્રોદ્ધારમાર્ગને યથાશક્તિ યથામતિ તેઓ સંપૂર્ણ રીતે ખીલાવે તે રીતે તેમને ઉત્તેજન મળે તેવા વિધવિધ અનેક સાધનો યોજવાની જરૂર છે અને તે નિમિત્તે આપણા સર્વ પર્વોના જ્ઞાનના ઉદ્યાપનો, જ્ઞાનોત્સવો તદ્દન જુદાજ ધોરણે થવાની જરૂર છે

ધનવાન પરંતુ સાથે સાથે હિંમતવાન અને જ્ઞાનસંપન્ન કાર્યદક્ષ આગેવાનોએ નીડરતાથી બહાર આવી ખાસ્સ કાર્યસાધક પ્રગતિકારક ઉન્નતિ દર્શક સાધન યોજવાની અને તે સાધનોનો સંગીન કામ કરી બતાવવાની જરૂર છે આપણે ઉજમણા અને ઉત્સવો પાછળ જે લાખો રૂપૈયા નિરૂત્પાદક પણે Unproductively ખર્ચી નાખીએ છીએ તે તમામનો બરાબર બચાવ કરી-યોગ્ય સંચય કરી તેનો જ્ઞાનોદ્ધારની અનેકવિધ સંગીન યોજનાઓ પાછળ છૂટા હાથે ખર્ચ કરવાની જરૂર છે હજૂ પણ મોડું નથી હવે તો આપણે જમાનો બરાબર ઓળખી લેવાની જરૂર છે અત્યંત દયાજનક અજ્ઞાન દશામાં આપણો સમાજ ક્યાંસુધી સબડ્યા કરશે તે સમજી શકાતું નથી આપણામાં ક્યાં છે સંગીન અને અનુપમ શિષ્ય પદ્ધતિઓ વાળો ઉદાર પાંડિત્યવંતનો ? ઘણીજ ગરજ અહંકે તદ્દન નજીવી ફી ભરતે જૈન સાહિત્યનો પુષ્કળ છૂટથી સર્વત્ર-જૈન તેમજ જૈનેતર સંપ્રદાયોમાં પ્રચાર થાય તેવી ક્યાં છે ઉચ્ચભાવપ્રેરક યોજનાઓ ? આપણા જૈન દર્શનના મહાન્ તત્ત્વોનો-મહત્ત્વના ઉપયોગી પ્રશ્નોનો બારીકાઈથી યથાર્થ અભ્યાસ કરી તેને હાલની નવીન પદ્ધતિએ આખી દુનિયાના વિદ્વાનવર્ગ સમક્ષ વિશેષ રૂચિકર રીતે મૂકી શકે તેવા ક્યાં છે પ્રખર વક્તાઓ અને નિપુણ લેખકો ? તેમને પુષ્ટ આલંબન અને ઉદાર

ઉત્તેજન આપી શકે તેવા કયા છે નવીન પ્રતિભાશાળી દીર્ઘદ્દષ્ટિવાન ધનવાનો ? મણી–ગાઠી એકાદ–બે સસ્થાના છુટા છવાયા પ્રયાસથી પ્રત્યેક વિષયમા કુદકે અને ભુસકે આગળ વધતા આ જમાનામા કઇરીતે ધારણા મુજબની સાધનાઓ સિદ્ધ થઇ શકે ? આ વિષયમા જ્ઞાનોન્નતિ સાધક જુદાજુદા દરેક માર્ગની યોગ્ય સમીક્ષા કરવાનુ–છુટથી વિવેચન કરવાનુ આ કઇ યોગ્ય સ્થળ નથી, તેમજ યોગ્ય પ્રસંગ નથી અને તેથી ફક્ત હવે કઇક નવીન પદ્ધતિએ જ્ઞાનોત્સવો થવાની જરૂર છે એ મતલબની ચર્ચા ઉપસ્થિત કરી આ પ્રસ્તાવનાદ્વારા સર્વે જૈન વિચારક બધુઓને આ વિષયમા પોતપોતાના સ્વતત્ર વિચારો સપૂર્ણ છુટથી પ્રદર્શિત કરવા માટે સહૃદયતાથી આમત્રણ કરવામાં આવે છે અને તે આમત્રણને તેટલીજ સહૃદયતાથી ઝીલી લેવામા આવશે તો લેખક પોતાનો પ્રયાસ કઇક અશે સફળ થયેલો માનશે કિ બહુના

| | |
|---|---|
| સવત્ ૧૯૮૦ ના ફાલ્ગુન<br>શુક્લ પૂર્ણિમા<br>સાદરા–મહીકાઠા | ન્યાલચદ લક્ષ્મીચદ સોની,<br>બી એ એલ્ એલ્ બી વકીલ |



# અનુક્રમણિકા




| વિષય | પૃષ્ઠ |
| --- | --- |
| જ્ઞાન પચમીનુ મહત્ત્વ | ૧ |
| વરદત્ત અને ગુણમજરીના કથાનક | ૪ |
| પચમી તપના પ્રકાર | ૧૧ |
| ઉધાપનની આવશ્યકતા | ૧૧ |
| ઉધાપનમા મૂકાતી વસ્તુઓના નામ | ૧૨ |
| ઉધાપન પદ્ધતિ વિષે વિસ્તૃત ઇનામી નિબધ | ૧૪ |






# જ્ઞાનપંચમીનું મહત્વ .

---



જ્ઞાનપચમી એ શબ્દ જ્ઞાન અને પચમી એ બે શબ્દો એકત્ર કરવાથી થયેલ છે અને તે જૈનસમાજનુ પુરાતન કાળનુ રૂઢ થયેલુ એક પર્વ વિશેષ છે તેની ઉત્પત્તિ ક્યારે, ક્યા સચોગોમા અને કોણે કરી તે વિષે ઐતિહાસિક પ્રમાણુ મળતા નથી, છતા આ પર્વ ઘણુ પ્રાચીન છે એમ કહેવામા તો અનેક પ્રમાણો અસ્તિત્વ ધરાવે છે

પ્રાચીનમા પ્રાચીન કાળથી શરૂ કરીને છેક આજપર્યંતના જૈનાચાર્યોએ જ્ઞાનપચમી અન્તર્ગત જ્ઞાન શબ્દનુ મહત્વ× કોઇ પણુ પ્રકારના મતભેદ વગરજ એક સરખી રીતે વર્ણુંવ્યુ છે, તેમણે રચેલા જ્ઞાનની મહત્તા દર્શાવનારા અષ્ટકો, ચૈત્યવદનો,

---

× આ મહત્વનુ ખાસ કારણુ તો એ છે કે આત્માના લક્ષણોમા ‘ જ્ઞાન ’ પ્રથમ પદ ધરાવે છે, જુઓ નીચેની ગાથા —

नाण च दसण चेव, चरित्त च तवो तहा ।  
वीरिअ उवओगो अ, एय जीवस्स लक्खण ॥

નવતત્ત્વ ગા ૫ મી

આ ‘ જ્ઞાન ’ ગુણવડેજ આ જીવ ચેતન ઓળખાયજો છે, તે લક્ષણુ અથવા ગુણુને પ્રકટ કરવા માટે વધુ પ્રયાસ કરવાની જરૂર હોઇ તેની ઉપાસના માટે આ યોજના ઘણી ઉત્તમ છે ખાસ કરીને પચમી તિથિ–પાચમની પસંદગી પણુ સહેતુકજ જણાય છે, મુખ્યત્વે જ્ઞાનના પાચ પ્રકાર છે

સ્તવનો, સજ્ઝાયો, સ્તુતિઓ અને પૂજાઓજ ઉપલી વાતને પુરવાર કરી આપતા હોવાથી તેની સિદ્ધિ કરવાનો ખાસ યત્ન કરવો અત્ર અસ્થાનેજ છે

એ અષ્ટકો, સ્તવનો, ચૈત્યવંદનો, સ્તુતિઓ, સજ્ઝાયો અને પૂજાઓ વગેરે છપાયલા ગ્રંથરૂપે મળે છે, ભાવનગરની જૈનધર્મપ્રસારકસભાએ વિ. સં ૧૯૬૯-૭૦ માં 'જ્ઞાનપંચમી' નામનું વિસ્તૃતપુસ્તક બે આવૃત્તિરૂપે પ્રકટ કરેલ છે તેમ જ્ઞાનપંચમી સંબંધી ઉપલી સર્વ બાબતો તે એક પુસ્તકમાંજ મળે છે તેમ છતાં આ પુસ્તક પ્રકટ કરવાનો હેતુ તો એ છે કે 'હાલમાં જ્ઞાનપંચમીનું ઉદ્યાપન કઈરીતે કરવું જોઈએ' એ વિષયપર આ લેખકે એક ઈનામી નિબંધ* લગભગ છ વર્ષ પૂર્વે લખ્યો હતો, તે જ્ઞાનપંચમીની ઉદ્યાપન પદ્ધતિના મથાળા નીચે આ પુસ્તકના અન્તભાગમાં પ્રકટ કરવામાં આવેલ છે

વાચકવર્ગને આ નિબંધ વાંચતાં અગાઉ એક સૂચના કર

---

મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવલજ્ઞાન. આમ હોવાથી જ્ઞાનપૂજા માટે પાંચમને વધુ યોગ્ય ગણેલી છે

જ્ઞાનના મહત્ત્વ માટે આચાર્યો શું કહે છે તે જાણો —

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते
पढमं नाणं तओ दया
ऋते ज्ञानान्न मुक्तिः
ज्ञानमेव परं बलम्

* આ નિબંધ માટે ગોધાનિવાસી પણ ધંધાર્થે દાનમાં સાગ (મહીકાંઠા) ખાતે રહેતા રા. ન્યાલચંદ લક્ષ્મીચંદ સોની બી. એ એલ્. એલ્. બી એ હરીફાઈમાં સૌથી પહેલે નંબરે આવનાર વ્યક્તિને રૂા ૨૫-૦-૦ ઈનામ તરીકે આપવાના જાહેર કર્યાં હતા ને ઈનામ આ પુસ્તકના લેખકને મળ્યું હતું

પ્રકાશક

વાની છે અને તે એ છે કે આ નિબધ જ્ઞાનપચમીના તપથી અથવા ઉદ્યાપનથી વિમુખ થવા માટે તો નથીજ, અને તે હકીકત કોઇપણ વિચારક તટસ્થ દૃષ્ટિએ વાચશે અને વિચારશે તે તેને સમજાયા વગર રહેશે નહિ

આ નિબધ સ્વતત્ર રીતે લખાયેલો હોઇ તેમા જ્ઞાનપચમી તપ કરવાનો ખરો ઉદ્દેશ વ્યક્ત કરવામા આવ્યો છે, તે ઉપરાત તપ કર્યા પછી હાલમા જૂની પદ્ધતિએ કરવામા આવતુ ઉદ્યાપન કાર્ય પણ સમયાનુકૂલરીતે ઉપાડી લેવાનુ સૂચવ્યુ છે

એ વાત પણ કર્મના નિયમને સર્વથા અનુકૂળજ પ્રવર્ત્તે છે કે " જે વસ્તુની કે કાર્યની અવજ્ઞા કરી હોય કિવા દુરૂપયોગ હોય, તે વસ્તુ કિવા તે કાર્ય તેના કરનારને સિદ્ધ થતા નથી" કર્મના આ અચલનિયમાનુસાર ' જ્ઞાન ' ગુણની અવજ્ઞા કરવાના કાર્યની શિક્ષારૂપે વરદત્ત અને ગુણમજરી નામના પાત્રો પૂર્વે તેમના ભવમા જ્ઞાનગુણથી વચિત રહેલા હતા તેનુ સક્ષિપ્ત અને સયુક્ત કથાનક પણ આ પુસ્તકમા આપવામા આવેલુ છે

ઉક્ત કથાનક વાચીને તેમાથી નીકળતો સાર લક્ષમા લેવાય અને જ્ઞાનના દુરૂપયોગથી સદતર દૂર રહેવાનો જો વિવેક રખાય, જ્ઞાનગુણ ખીલવનારા વિવિધ પ્રકારના ધાર્મિક, નૈતિક, સામાજિક અને અન્ય વિષયના પુસ્તકો વચાય, વિચારાય અને આચરણમા મૂકાય તોજ જ્ઞાનપૂજાનુ રહસ્ય બરાબર સમજાયુ ગણાય

આ પ્રમાણે જ્ઞાનપચમીપર્વનુ મહત્ત્વ સક્ષેપમા મૂકવાનો અહિ યત્ન કર્યો છે, ખાસ કરીને જ્ઞાનપચમીપર્વનુ રહસ્ય સમજવા અને તેની ઉદ્યાપનપદ્ધતિમા સમયાનુસાર ફેરફાર કરવાની વિનતિ લેખક જે નિબધદ્વારા કરે છે તે તરફ સમાજના નેતાઓનુ ખાસ લક્ષ ખેચવામા આવે છે



## વરદત્ત અને ગુણમંજરી

( ૧ )



જબુદ્વીપના ભરતક્ષેત્રમા પદ્મપુર નામનુ નગર હતુ, તે ઋદ્ધિ-સિદ્ધિથી ભરપુર હતુ, તે નગરમા અજિતસેન નામે રાજા રાજ્ય કરતો હતો, પ્રજાપ્રિય રાજાને છાજતા સર્વ ગુણો તેનામા વિદ્યમાન હતા, તેને યશોમતી નામે રાણી હતી, તેને વરદત્ત નામે એક કુમાર હતો, તે જ્યારે આઠેક વર્ષનો થયો ત્યારે તેના પિતાએ તેને શાળામા અભ્યાસ અર્થે મોકલ્યો. ત્યા શિક્ષક તેને શીખવવાને સખ્ત પરિશ્રમ લે, છતા તે એક આકડો પણ શીખીને ઘેર આવતો નહિ, એટલુજ નહિ પણ શાળામા અભ્યાસ કરવા આવતા અન્ય વિદ્યાર્થીઓને પણ અભ્યાસથી વિમુખ રાખવાને ચૂકતો નહિ, આ સ્થિતિમા વરદત્ત માટે પહેલી, બીજી કે ત્રીજી ચોથી ચોપડી ભણવાની તો આશાજ શી રીતે રાખી શકાય ? જો કે ભણી શકતો નથી, પણ ક્રમે ક્રમે તે જેમ જેમ યોગ્ય વયનો થતો જાય છે તેમ તેમ તેનો દેહ કોઢ રોગથી જોત જોતામા વ્યાપ્ત થતો જાય છે તેનો રોગ દૂર કરવા રાજાએ અનેકવિધ ઉપાયો કરી જોયા છતા તેથી કશો ફાયદો ન થતા તેવોને તેવોજ દેહ રહેલો છે

( ૨ )

લગભગ આ અરસામા તેજ શહેરમા સિંહદાસ નામનો એક ક્રોડાધિપતિ ગૃહસ્થ રહેતો હતો, તેને કર્પૂરતિલકા નામે

શીલવતી ગૃહિણી હતી, તેને ગુણમજરી નામે એક પુત્રી હતી, તે બાળવયથી જ મૂગી હતી, જો કે ક્રમે ક્રમે જેમ જેમ તે યોગ્ય વયમા આવતી જાય છે તેમ તેમ રૂપ ગુણ કલામા શ્રેષ્ઠતા સપાદન કરતી જાય છે, પણ તે મૂગી હોવાથી તેને લેવાનો વિચાર સરખો પણ કોઈ પોતાના મનમા લાવતુ નથી. તેથી તેના માતપિતા ખેદ ધારણ કરવા લાગ્યા

ઉક્ત નગરમા જૂદા જૂદા બન્ને ઉચ્ચ કુટુબમા લગભગ એક સરખે સમયે આ પરિસ્થિતિ ઉત્પન્ન થવા પામી હતી

( ૩ )

" આ અરસામા મહાજ્ઞાની અને મહાત્યાગી વિજયસેન સૂરિ ઉદ્યાનમા પધાર્યા છે " એવી વધામણી વનપાલક જેવો રાજા અજિતસેનને આપે છે તેવો તે ચતુરગી સેના સજીને મહારાજશ્રીના વદનાર્થે જાય છે અને તે ઉદ્યાનમા નગરજનો સહિત રાજા પણ તલ્લીનપણે ધર્મદેશના સાભળે છે —

હે ભવ્યજનો !

" જ્ઞાનની અવજ્ઞા કરવાથી મનુષ્યો મૂર્ખ, પરાધીન, રોગી, દુખી અને દીન થાય છે સસારમા સારરૂપ જો કઈ હોય તો તે જ્ઞાન છે તેનો સદ્ઉપયોગ પરમસુખનુ કારણ છે, જ્ઞાન વિના પ્રાણીઓ વાસ્તવિક તત્ત્વ જાણવા સમર્થ થતા નથી "

સિહદાસ શેઠે વિનયપૂર્વક પૂછ્યુ—મહારાજ ! મારી પુત્રી ગુણમજરી કયા કર્મને લીધે મૂગી થયેલ છે તે જણાવવા કૃપા કરશો ?

( ૪ )

સિહદાસશેઠની જિજ્ઞાસા જાણી મહારાજ તે કન્યાના પૂર્વજન્મનુ વૃત્તાત કહી સભળાવે છે —

ધાતકીખંડના ભરતક્ષેત્રમાં ખેટકપુર નામનું એક નગર હતું, તેમાં જિનદેવ નામે વ્યાપારી રહેતો હતો, તેની સ્ત્રી સુંદરી નામે હતી તેને સંતાનમાં પાંચ પુત્રો અને ચાર પુત્રીઓ. હતાં તેણે પોતાના પુત્રોને શિક્ષાગુરૂ પાસે ભણવા સારૂ મોકલ્યા, પરંતુ તેઓ બીલકુલ ભણતા નહિ અને ઘણોખરો વખત રમત ગમતમાં પસાર કરતા, ત્યારે કોઇ કોઈ વખત જો શિક્ષક તેમને શિક્ષા કરતો તો તેઓ તે વાત પોતાની માને કહી દેતા "જેવા માતાપિતાના સંસ્કારો હોય તેવાજ સંસ્કારોનું પ્રતિબિંબ તેમનું બાળક હોય છે" એજ નિયમાનુસાર માતાની સંસ્કારહીનતાને લીધે પુત્રોને તે અયોગ્ય શીખામણ દેતી અને કહેતી કે "જ્યારે શિક્ષક તેડવા સારૂ આવે ત્યારે તેને બરાબર પાઠ ચખાડજો-એવો તો માર મારજો કે તે તમને તેડવાજ આવતો ભૂલી જાય, તમારા ભણતરના સાધનો-ખડીયા, પાટી, લેખણ, વગેરે શામાટે રાખો છો ? તે જેવા ઘરમાં નવા આવે તેવા જ તેને બાળી નાખજો આવી આવી અનેક ખોટી શીખામણો આપતી, તેથી આખરે તેઓ જ્યારે અજ્ઞાનજ રહ્યા, ત્યારે તેમની અયોગ્યતા જોઇ તેમને કોઈ કન્યા આપવા લલચાતું નહિ

( ૫ )

એક દિવસ શેઠે પોતાની સ્ત્રીને કહ્યું કે "છોકરાઓને દિવસે દિવસે હઠીલા અને કુસંસ્કારી તેજ બનાવ્યા છે"

ત્યારે તેની સ્ત્રી તાડુકીને સામે બોલવા લાગી —

"એમાં હું શું કરૂં ? જેવા બાપ હોય તેવા બેટા હોય છે અને મા હોય તેવી દીકરીઓ હોય છે એ સર્વ કોઇ જાણે છે જ્યારે ત્યારે આમ મનેજ શું દીધા કરો છો" ?

ત્યારે તેના પતિએ ગુસ્સે થઈને કહ્યુ —" પાપિણી ! તુ સામે શુ બોલે છે ? પતિ સામે બોલતા તને લજ્જા કેમ આવતી નથી " ?

ત્યારે સ્ત્રીએ વધારે ગુસ્સે થઈ કહ્યુ —" મને શેના પાપી કહો છો, તમારો બાપ પાપી "

પોતાની સ્ત્રીના તેવા વચન સાભળી તે વધુ ગુસ્સે થયો અને તેની સ્ત્રીને ખબ મારી અને પરિણામે તે મરણ પામી

**જ્ઞાનની અવજ્ઞા કરવાના કારણે તે સ્ત્રી આજે તારી મૂગી પુત્રી પણે ઉત્પન્ન થયેલી છે**

ઉપર પ્રમાણે પોતાનુ પૂર્વવૃત્તાત સદ્દગુરૂના મુખથી સાભળતા ગુણમજરીને મૂર્છાજ આવી ગઇ અને તે ઉદ્દગાર કાઢવા લાગી કે " ખરેખર ! જ્ઞાનરૂપ સૂર્ય જ સાચો છે " એ પ્રમાણે મસ્તક નમાવી જ્ઞાનની પ્રશસા કરવા લાગી

( ૬ )

ગુણમજરીનુ વૃત્તાત પૂરૂ થઇ ગયા પછી અજિતસેન રાજા પણ વિનય ભાવે મહારાજને પૂછેછે કે હે મહારાજ ! મારા પુત્ર વરદત્ત કુમારનો દેહ કોઢરોગથી શી રીતે ગ્રસ્ત થયો છે, તથા તેને પણ કેમ જ્ઞાન ઉદય આવતુ નહિ હોય ? તે કૃપા કરી કહેશો ?

મહારાજ તેનો રોગ દૂર થવાનો તેમજ તેને જ્ઞાન ઉદય આવવાનો અમોઘ ઉપાય જ્ઞાનની આરાધનાજ છે એમ કહી તેનુ પણ પૂર્વજન્મનુ વૃત્તાત કહી સભળાવે છે —

આ ભરતક્ષેત્રમા સિહપુર નામનુ નગર હતુ, ત્યા વસુ નામનો વ્યાપારી રહેતો હતો, તેને ' વસુદેવ ' અને ' વસુસાર '

નામના બે પુત્રો હતા. તેઓ એક વખત વનમા રમત-ગમત કરવા માટે જઈ ચઢ્યા. તેવામા ત્યા તેમના સદ્ભાગ્યે સદ્ગુરૂનો યોગ થયો અને તેમના ઉપદેશથી વૈરાગ્ય પામી બોગે ત્યજી ધર્મમાર્ગે ચાલનારા થયા

બન્નેએ એકજ ગુરૂ સમક્ષ સાથે દીક્ષા લીધી હોવા છતા જ્ઞાનવાન્ હોવાથી નાનો ભાઇ મોટી પદવી પામ્યો અને પાચસે સાધુને સારણા, વારણા પણ્ દેતો એક વખત સથારાપોરસી ભણાવી રહ્યાપછી દુર્ભાગ્યયોગે તેને વિચાર થયો કે "આ સાધુઓ મારી પાસે વાચના લે છે અને મને કેટલો બધો કટાળો આપે છે! ખરેખર! તેઓ મારી ઉઘમા ખલલ પહોચાડે છે' એમ વિચારી ગુસ્સે થયો અને તેને જ્ઞાનપર ઉતાર્યો, આ રીતે પોતાના જ્ઞાનની અવજ્ઞા-આશાતના કરવાથી એમ પણ વિચારવા લાગ્યો કે "જ્યારે આટલો બધો મે અભ્યાસ કર્યો ત્યાર મને આટલો બધો સતાપ થાય છે ને? મારો મોટો ભાઇ અભણ્ જેવો છે તેથી તે કેવા ભોજન, નિદ્રા અને નિવૃત્તિ સુખપૂર્વક લઈ રહ્યો છે!" આમ વિચાર્યા પછી તેણે બાર દિવસ પર્યત કોઈને વાચના આપી નહિ, અને જ્ઞાનની અવજ્ઞા રૂપ અશુભ ધ્યાનમા ને ધ્યાનમા જ આયુષ્ય પુરૂ કરી તેજ આ વરદત્ત તારા પુત્રરૂપે ઉત્પન્ન થયો છે સાધુ અવસ્થામા જ્ઞાનની અવજ્ઞા કરવાના કારણે તે આ ભવમા મૂઢ, જડ અને કોઢરોગી થયો છે, વરદત્તકુમારને પણ સદ્ગુરૂના મુખથી પોતાનુ પૂર્વ જન્મનુ વૃત્તાત સાભળી જાતિસ્મરણ થઈ આવ્યુ, એટલે તે પોતાનો પૂર્વભવ ચિત્રવત્ જોવા લાગ્યો, અને ગુરૂને નમસ્કાર પુર્વક કહેવા લાગ્યો કે "હે સદ્ગુરૂ! ધન્ય છે તે જ્ઞાનને! કે જે જગતમા દીપક સમાન છે, જે ગુણ અને દુર્ગુણ યથાર્થ બતાવી આપે છે," હે સદ્ગુરૂ! કૃપા કરી કહો કે એ જ્ઞાન મને શીરીતે

આવડે ? ત્યારે ગુરૂએ કહ્યુ કે “ તાપથી જેમ ટાઢ નાશી જાય છે, તેમ જ્ઞાનપંચમીનો તપ કરવાથી અજ્ઞાન નાશી જાય છે ” સદ્ ગુરૂના વચનરૂપ અમૃતરસનુ પાન કરીને વરદત્ત અને ગુણ-મ જરી બન્ને જ્ઞાનપ ચમીનુ તપ વિધિવત્ આરાધવા લાગ્યા અને પરિણામે તેમના આતર-બાહ્ય રોગ નાશ પામ્યા વરદત્ત ક્રમશ અનેક સ્વય વર કન્યાઓ પરણ્યો અને રાજાએ પોતાની પાટપર તેને સ્થાપી પોતે રાજર્ષિ થયો હવે સૂર્યસમાન પ્રતાપી અને ચદ્રસમાન કાતિમાન્ વરદત્તરાજા રાજ્યવૈભવ અને સ્ત્રીઓના અખડ સુખભોગો ભોગવે છે અને પ્રતિવર્ષ જ્ઞાન પચમીનુ આરાધન કરે છે, ભોગો ભોગવાઈ રહ્યા પછી સ ય મનો અ ગીકાર કર્યો અને વિજ્યવ ત વિમાન દેવલોકમા ગયા ત્યાથી વરદત્તનો જીવ જ બુદ્વીપના વિદેહ ક્ષેત્રમા પુ ડરિકિણી નગરીમા અમરસેન રાજાની રાણી ગુણવતીની કુક્ષિએ શૂરસેન નામે ઉત્પન્ન થયો, યુવાવસ્થા પામતા સો કન્યાઓ પરણ્યો, પિતા તેને રાજ્ય ભળાવી સ્વર્ગવાસ પામ્યા, એક વખતે તે નગરીની સમીપમા સીમ ધરસ્વામી સમોસર્યા તે વાત સાભળીને શૂરસેન રાજા ત્યા ગયા, અને તેમણે વિધિપૂર્વક ભગવાનને વાદીને દેશના સાભળી, દેશનામા ભગવાને કહ્યુ કે —“ હે ભવ્ય પ્રાણીઓ ! સૌભાગ્યપ ચમી એટલે જ્ઞાનપ ચમીનુ તપ વરદત્તની જેમ કરવુ ” તે સાભળી શૂરસેન રાજાએ પૂછ્યુ કે હે ભગવન્ ! આપે જેની પ્રશ સા કરી તે વરદત્ત કોણ હતો ? ત્યારે ભગવાને તે વિષેનુ વૃત્તાત કહી સ ભળાવ્યુ, તે સાભળી રાજા ખુશી થયો, અને ત્યારપછી તે ભવમા પણ તેણે પોતાના પ્રજાજનો સાથે જ્ઞાન પ ચમી વ્રતનો અ ગીકાર કર્યો, તેણે દશ હજાર વર્ષ સુધી રાજ્ય નુ પ્રતિપાલન કરી પોતાના પુત્રને રાજ્ય સોપી સીમ ધરસ્વામી પાસે દીક્ષા લીધી, રાજર્ષિ એક હજાર વર્ષ સુધી વિધિપૂર્વક ચારિત્ર પાળી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષે ગયા

ગુણુમંજરીનો જીવ વિજયંત વિમાનથી જમ્બુદ્વીપના મહા વિદેહ ક્ષેત્રમા રમણી નામના વિજયમા અમરસિંહ રાજાની રાણી અમરવતીના ગર્ભમા પુત્રપણે ઉત્પન્ન થયો, તેનુ નામ સુગ્રીવ પાડયુ, તે વીશ વર્ષનો થયો ત્યારે તેને રાજ્ય સોપી તેના પિતાએ દીક્ષા લીધી, સુગ્રીવરાજાએ ઘણી રાજકન્યાઓનુ પાણી ગ્રહણ કર્યું તેને ઘણા પુત્રો થયા, તેણે પણ પુત્રને રાજ્ય સોપી દીક્ષા લીધી ચારિત્ર પાળી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું અને દેશના દેતી વખતે સર્વત્ર પોતાનુ ચરિત્ર કહેવા લાગ્યા આ પ્રમાણે ઘણા વર્ષ ચારિત્ર પાળી મોક્ષે ગયા

સાર—વરદત્ત અને ગુણમંજરીના જીવન પ્રસંગો વાચતા વાચકોને જણાયુ હશે કે જ્ઞાનની અવજ્ઞા કરવાથી ખરેખર જ્ઞાનના મધુરા ફળથી વિમુખ રહેવુ પડે છે, દરેક માતા અને પિતાનો ધર્મ છે કે પોતે સારૂ સંસ્કારી જીવન ગુજારી પોતાના બાળકોને પણ હમેશ સંસ્કારી વિચારોનુ પોષણ આપતા રહેવુ જોઈએ કે જેથી તેઓ પોતાનુ જીવન સફળ બનાવી શકે

માબાપોએ પોતાના બાળકોને જ્ઞાનના પ્રદર્શન, જ્ઞાન મેળવવાના પ્રસંગો, અને જ્ઞાનના સાધનો મેળવી આપવા તત્પર રહેવુ જોઇએ તેમને જ્ઞાની પુરૂષોના અવાર નવાર સમાગમમા લાવવા જોઈએ, કે જેથી તેમના જીવનમા કુસંસ્કારોનો લેશમાત્ર પણ પ્રવેશ થવા પામે નહિ

પોતાના બાળકો કોઈપણ પ્રકારના પ્રશ્નો કરે તો તેમના બનતા ખુલાસાઓ કરી હરહમેશ તેમની જિજ્ઞાસાવૃત્તિને સિંચન કરવુ જોઇએ, તેથી સીધી તેમજ આડકતરી રીતે તેમના જ્ઞાનમા વધારો જ થાય છે કુમિત્રોના સહવાસથી અને બાળકો પ્રતિ માબાપોની બેદરકારીથી આજે બાળકોનો મોટો ભાગ

કુસસ્કારી વાતાવરણમા ઉછરી રહ્યો છે મા–બાપો પોતાના બાળ કોના જીવન સુધારવાની ફરજ બજાવવા તત્પર થશે ?

## પચમી તપના ત્રણ પ્રકાર.

**(૧)લઘુપચમી (૨)મધ્યમપચમી અને(૩) ઉત્કૃષ્ટપચમી.**

**લઘુપચમી**–પોષ અને ચૈત્રમાસ સિવાય વર્ષના દરેક માસની શુકલ અને કૃષ્ણ બન્ને પક્ષની પચમીએ ઉપવાસ કર વામા આવે એમ એક વર્ષમા **પચીશ** ઉપવાસ થાય તેને " લઘુ-પચમીતપ " કહે છે

**મધ્યમ પચમી**–માગશર, માઘ, ફાલ્ગુન, વૈશાખ, જેઠ અને અશાડ આ છ માસમાથી કોઇ પણ માસની શુકલ પચમીથી શરૂ કરી શકાય, અને શરૂ કર્યા પછી પાચ વર્ષ અને પાચ માસ પર્યંત દરેક શુકલ પચમીએ ઉપવાસ કરવામા આવતા સર્વ મળીને પાસઠ ઉપવાસ થાય છે તેને " મધ્યમ પચમી તપ " કહે છે હાલમા આ તપજ પ્રાય વિશેષત કરાય છે

**ઉત્કૃષ્ટ પચમી**–યાવજ્જિવિતપર્યંત દરક માસની શુકલ પચમીએ ઉપવાસ કરવામા આવે તેને " ઉત્કૃષ્ટ પચમીતપ " કહે છે

## તપના ઉદ્યાપનની આવશ્યકતા

સામાન્ય રીતે કોઇપણ મોટુ તપ પૂર્ણ થયા પછી તેનુ ઉદ્યાપન ( ઉજમણ ) કરવાનુ **પ્રવચન સારોદ્ધાર** વગેરે ગ્રથોમા કહ્યુ છે તેમજ પદ્મવિજ્ય અને વીરવિજય મહારાજે પણ અનુ ક્રમે નવપદની અને ચોસઠ પ્રકારી પૂજામા તેની આવશ્યકતાનો ઉલ્લેખ કરેલો છે

# ઉદ્યાપન નિમિત્તે મૂકવાની વસ્તુઓ.

## જ્ઞાનના ઉપકરણો

પુસ્તક લખાવવા કે છપાવવા
ઠવણી.
કવલી
સાપડા
સાપડી
લેખણુ
છરી
કાતર
કાબના [ પુસ્તક માટે ]
કાબની [નવકાર વાળી માટે]
ખડીયા
પાટી
ચાબખી.
કાગળ.
કાંબી.
સ્લેટ.
પેન્સીલ.
પાઠાં
પાટલીઓ
રૂમાલ [પુસ્તક માટે ]

## દર્શનના ઉપકરણો

સિદ્ધચક્ર
અષ્ટમંગલિક
સિંહાસન.
બાજોઠનુ ત્રિક
કળશ.
ધ્વજા.
છત્રત્રિક [ રૂપાનુ ] 
ચામર
થાળ
રકાબી
ખૂમચા
વાટકા
વાટકી
કળશ
ટમૂડી.
ફુલ છાબડી.
ધૂપધાણુ
આરતિ
મંગળદીવો.
કામના [કેશર માટે]
વાસકુંપી [ધૂપમાટે]
દીવા
કંકાવટી.
ફાનસ.

## ચારિત્રના ઉપકરણ

ઓઘા
મુહપત્તિ
ચોલપટા
કપડા
કામળી [ ખભાની ]
કામળી [ ઓઢવાની ]
ઝોળી
પલ્લાં
કટાસણા.
ડાંડા
પાત્રાની જોડ
તરપણી
ચેતના
લોટ
નાની સુપડી.
નાની પાટલી
નાની ચરવળી
ડંડાસણુ
સ્થાપનાચાર્ય
મુહપત્તિઓ
ગુચ્છા.
વાવટા [વાસક્ષેપના]
દોરા [ કંદોરા માટે ]

## દર્શનના ઉપકરણો

| | | |
|---|---|---|
| ત્રાબાકુડી. | સિદ્ધચક્રનાગટ્ટાઓ | વાજિત્ર |
| નાનીકુડી | પાટલૂણા | પૂજાના વસ્ત્રો [પુરુષો માટે |
| આચમની | અગલૂણા | સ્ત્રીઓ માટે] |
| ચમચા | વાળાકુચી | કામળી. |
| થાળી | ઓરસીયા | તોરણ [ ગભારામાટે ] |
| ઢાંકા | સુખડના કટકા | મુકુટ, કુંડલ, બાજુબંધ, |
| ખોબડા | કેશર–બરાસના પડીકા | [કંઠી, સાંકળા |
| ઘંટ. | ડંડાસણ | કંદોરા, બીજોરા, કંઠો, |
| ઝાલર. | મોરપીંછી | હાર અને કલગી |
| ઘંટડી. | પૂંજણી | ચક્ષુ, તિલક, ચાંદલો |
| બાજોઠી | રેશમી સાવરણી | સોના–ચાંદીના વરખ. |
| પાટલા | નરઘા અથવા મૃદંગ | હીંગળોકનાપડીકાં–આદિ |
| દર્પણ | કામી જોડા | |

આ ઉપરાત જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણેના મિશ્ર ઉપકરણો તથા શ્રાવકના તેર ઉપકરણો પણ હોય છે પરંતુ તે અહિં જણાવ્યા નથી

જ્ઞાનપચમીના ઉજમણામા ઉપરના ઉપકરણો મૂકવાની શાસ્ત્રાજ્ઞાનો લેખક સંપૂર્ણત સ્વીકાર કરે છે પરતુ આજે ભંડારોમા સડતા અપ્રસિદ્ધ જૈનસાહિત્ય તરફ નજર કરતાં ઉપલા ઉપકરણો નિમિત્તે કરાતા વિત્તવ્યયને વિવેક પુરસ્સર છે એમ તે માનતો નથીજ પરંતુ ઉપકરણો નિમિત્તે થતા વ્યયને સાહિત્યનું સંશોધન કરાવી છપાવવા પાછળ કરવાની જરૂરીયાત સ્વીકારે છે



# જ્ઞાનપંચમી તપની ઉદ્યાપન પદ્ધતિ ×

**જ્ઞાનપંચમી તપની ઉત્પત્તિ વિષે અનુમાન**

જ્ઞાનક્રિયાભ્યાં મોક્ષ એ મહાન્ સૂત્રના અર્થ મુજબ પ્રાણી માત્ર જ્ઞાન અને ક્રિયાવડે કર્મથી મુક્ત થઈ શકે છે મુકિતરૂપ ઉચ્ચપદ પ્રાપ્ત કરવાને જે ( જ્ઞાન અને ક્રિયારૂપ ) ચક્રદ્વયના એક ચક્રરૂપે 'જ્ઞાન' શબ્દ યોજવામા આવેલો છે તે સમ્યગ્ જ્ઞાન સૂચક 'જ્ઞાન શબ્દ' છે અને જે 'પચમી તિથિ' એ જ્ઞાનારાધન કરવાનુ જ્ઞાની પુરૂષોએ ફેરમાવ્યુ છે તે પચમી શબ્દથી પાચમતિથિ સમજવાની છે

જ્ઞાનપચમીના આરાધનના સબધમા જૈનસપ્રદાયાન્તર્ગત વરદત્ત અને ગુણમજરીના કથાનક સુપ્રસિદ્ધ છે [1] જ્ઞાનપચમીનુ આરાધન એટલે જ્ઞાનનુ પૂજન કરવુ, જ્ઞાનનો ઉત્સવ કરવો, વાસ્તવિક રીતે વિચારી જોતા જણાય છે કે "જ્ઞાનપૂજા કિંવા જ્ઞાનોત્સવ એ આજકાલનુ આપણુ કર્તવ્ય છે અને પ્રાચીન સમયમા તે હોતુ" એમ કઈ નથી 'જ્ઞાન' એ આત્માના અનેક ગુણોમાનો અગ્રગણ્ય ગુણ હોવાથી તેની પૂજા અનાદિકા

---

× સદર્હુ નિબધ જો કે ખાસ કરીને જ્ઞાનપચમી તપની ઉદ્યાપન પદ્ધતિ વિષે લખવામા આવ્યો હતો છતા તેમાં ઉદ્યાપનપદ્ધતિ વિષે માત્ર વિચારો ન જણાવતાં તપ અને ઉદ્યાપન ( એક બીજાને સબધ હોવાથી ) બન્ને વિષે સ્વતત્ર રીતે ઉહાપોહ કરેલો જોવામાં આવશે લેખક

1 જુઓ પૃષ્ઠ ૪ થુ

ળથી કર્તવ્યરૂપે થતી આવે છે અને તે સ્વત સિદ્ધ હોવાથી અત - પશ્ચાત્ પણ તેનુ પૂજન–તેનો ઉત્સવ થતોજ રહેશે

ચાર અનુયોગો પૈકી જનસમૂહને રૂચે અને પચે તેવો આ- પણો કથાનુયોગ ઘણો સુબોધક છે જ્યારે જ્યારે સમાજનો મોટો ભાગ કથાનુયોગદ્વારા આત્મક-ચાણુ કરી શકે તેવુ જ્ઞાની પુરૂષોને પ્રતીત થતુ હોય, ત્યારે ત્યારે તે તે કાળના જ્ઞાની પુરૂષો વિવિધ પ્રકારના કથાનકોની યોજના કરે છે, કદાચ તે સુજબ જ્ઞાનપચમીતપની કથાની યોજના પણ જ્ઞાનનુ મહત્ત્વ વધાર વાના વિશિષ્ટ હેતુથીજ કરવામા આવી હશે એમ લેખક ધારે છે આ પર્વની ઉત્પત્તિનો ચોક્કસ સમય કયો હોવો જોઈએ તે વિષે એવુ અનુમાન કરી શકાય કે, હાલની માફક પ્રાચીન સમયમા છાપખાના ( Printing Press ) ની સગવડ નહોતી, આજે તો પુસ્તકની સેકડો કે હજારો નકલો માત્ર એક બે અઠવાડીયામા જ છપાવવા ધારી હોય તો તે પણ તૈયાર થઇ શકે છે પણ પ્રાચીન સમયમા આજના જેવી સગવડો નહોતી, લહીઆઓ દ્વારા બધુ જ્ઞાન લખાવવામા આવતુ, અને તે પણ ઘણી મુસ્કેલી ભોગવતા બનતુ હોવાથી તેમજ આઠ દશગણો કે પદર ગણો ખર્ચ કરવા છતા તે છાપખાના જેવુ સુદર કે સ્વચ્છ તો થતુજ નહિ તેથી મોઘા જ્ઞાનવાળા સમયમા પોથી, પુસ્તક કે પ્રત વગેરેની સભાળ રાખવાનુ અતિ આવશ્યક ગણાય ×તેવા મોઘા કાળમા તેની કિમત પણ વધૂ આકવામા આવે જીવનની જેમ તેનુ સરક્ષણ કરવામા આવે, કિવા પ્રાણની માફક પ્રિય

× " આજે છાપખાના વગેર સાધનો વિદ્યમાન હોવાથી પુસ્તકોની લાખો નકલો છપાવી શકાય છે તેથી જ્ઞાનની સભાળ રાખવાની જરૂર નથી " એવો કહેવાનો હેતુ નથી, સાધનો હોવાથી અને પુસ્તકો મળી શકતા હો- વાથી તો હવા અને પાણીની માફક તેનો છૂટથી ઉપયોગ કરવો જોઇએ.

ગણવામાં આવે તેમાં કશું આશ્ચર્યને સ્થાન નથી આવા સંયોગોવાળા જમાનામાં આ પંચમીતિથિને એક પર્વરૂપે માનવાનું સંઘને ફરમાવ્યું હોય તો તે યોગ્યજ છે જ્ઞાનનું સંરક્ષણ તેમજ તેથી થતા ભવિષ્યના લાભો તરફ દૃષ્ટિ જોડાની જ્ઞાનનું મહત્ત્વ વધારી પર્વરૂપે પાળવાનું સમાજને ફરમાવી આવી અપૂર્વ યોજના કરવાનો વિચાર આવ્યો હોય અને તેનો અમલ કરાવવાનો વિચાર પણ થયો હોય તો તો તેથી જૈનાચાર્યોની દીર્ઘદર્શિતાનું ભાન થશે.

જ્ઞાનના આરાધન અર્થે અન્ય કોઇ તિથિ પસંદ ન કરતાં પાંચમ પસંદ કરવામાં સમાયલો હેતુ તો એ હશે કે સુપ્રયત્ને જ્ઞાનના પાંચ પ્રકાર છે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનપર્યવજ્ઞાન અને કેવલજ્ઞાન આ પાંચ પ્રકારના જ્ઞાનમાં જ્ઞાનના સર્વ પ્રકારોનો સમાવેશ થઇ જતો હોવાથી છઠ્ઠો કે સાતમો પ્રકાર પાડવાનું ઉચિત જણાયું નહિ હોય જ્ઞાનપંચમીપર્વની ઉત્પત્તિના અનુમાન વિષે સંક્ષેપમાં ઉપર પ્રમાણે રેખા દોરવામાં આવેલી છે, તેથી વિચારક પુરૂષો પોતાની વિચારશક્તિનો ઉપયોગ કરી વધુ અનુમાન કરી વિશેષ નિર્ણયપર આવવા યત્ન કરે એ તો દરેક રીતે અભીષ્ટજ ગણાય

નિઃશંક આ પવિત્ર પર્વ પૂર્વે ઉત્તમ પ્રકારે અને હેતુપુરઃસર

**જ્ઞાનપંચમી પર્વ પૂર્વે શી રીતે ઉજવાતું હતું ? અને આજે શું છે ?**

ઉજવાતું હતું જ્ઞાનારાધન કરવાની શુભ તકનો લાભ લેવાનું લોકો સમજતા હતા, જ્ઞાનપંચમી એટલે શું ? એ દિવસ શી રીતે ઉજવવો જોઇએ ? શું શું કરવું જોઇએ ? જ્ઞાનારાધનની કઇ કઇ સામગ્રીઓ મેળવવી જોઇએ ? એ વિષે બરાબર જાણતા હતા જાણતા હતા એટલું જ નહિ, પરંતુ

આચાર પ્રથમો ધર્મ એ સૂત્રને પ્રધાનપદ આપી વાસ્તવિક જ્ઞાન પૂજા આચારમા ઉતારવામા આવતી હતી હાલમા જ્યારે જ્ઞાનપચમીનો દિવસ આવે છે ત્યારે પ્રાય દરેક ઉપાશ્રયમા જ્ઞાનનુ પ્રદર્શન કરવામા આવે છે–ચદ્રવા, પુઠીયા બધાય છે, તેની નીચે સુદર આસનો ગોઠવાય છે, તે પર પેટી–પટારા કે ભડારમા ઘણા વખતથી ગોંધી મૂકેલા પુસ્તકો મૂકાય છે, જેવો તે દિવસ પસાર થાય એટલે જ્યા હતા ત્યા મૂકી દેવાય છે આ રીતે જ્ઞાનપચમીનો દિવસ ઉજવાય છે ! જ્ઞાનપચમીનુ કિવા જ્ઞાનારાધનનુ અરે ! જ્ઞાનોત્સવ (!) નુ આ ચિત્ર જ્યારે હુ જોઉ છુ ત્યારે લોકોમા કહેવાતી ‘ સાપ ગયા ને લીસોટા રહ્યા ’ વાળી કહેવત ખરેખર યાદ આવે છે જે જ્ઞાનનુ મહત્ત્વ પૂર્વે આચારમા ઉતારી આકવામા આવતુ તેને બદલે બાર મહિનામા તેને એક વખત પ્રદર્શનરૂપે કાઢી પુન મૂકી દેવામા મનાઇ રહ્યુ છે અહહ ! આ સ્થિતિ કેટલી શોચનીય છે ?

જ્ઞાનપચમીના દિવસે જ્ઞાનારાધન માટે સ્ત્રીઓ અને પુરૂષો શુ કરે છે ? જ્યા જ્ઞાનનુ પ્રદર્શન કરવામા આવ્યુ હોય છે, ત્યા જઈ થોડાક કોરા કાગળ અને કાઠા મૂકે છે, અને જ્ઞાનને નમન કરે છે આમ કરીને જ્ઞાનની આરાધના કરી–માની સ્વસ્થાને સીધાવતા હોય છે પરતુ જ્ઞાનના આરાધનનો ખરો ઉદ્દેશ તે નથી, જ્ઞાનપૂજાનુ ખરૂ રહસ્ય જાણવુ જોઈએ, એટલુ જ નહિ પણ જેમ બને તેમ જ્ઞાનનો પ્રસાર કરવો જોઈએ જ્ઞાનસ્ય फल विरति એ સૂત્રમા કહ્યા મુજબ જ્ઞાનપૂજાનુ ફળ વિરતિ યાને મન સયમ કરતા આવડવો જોઇએ જ્ઞાનપૂજા કરવા છતા તેનુ ફળ–વિરતિ ન થાય તો તેમા કોઇક સ્થળે જરૂર ભૂલ થાય છે એમ ધારી ભૂલ સુધારવા યત્ન કરવો જોઇએ.

પ્રાચીન સમયનો સ્ત્રી વર્ગ તેમજ પુરુષવર્ગ કેટલેક અંશે મનોનિગ્રહવાન્ હતો તેનું કારણ જ્ઞાનપૂજાનું તે વાસ્તવિક સ્વરૂપ સમજતો હતો. તેનામાં ગાડરીયાપ્રવાહ જેવું નહોતું, તેમ અંધશ્રદ્ધા પણ નહિ હતી તે થોડું બોલી કાર્યથી વધુ આચારમાં મૂકતો હતો આપણા પૂર્વજોના જ્ઞાનપૂજાપદ્ધતિના આ પાઠો સમજવાની અને શીખવાની જરૂર છે, શીખીને આચારમાં મૂકવાની તેથી વિશેષ જરૂર છે, અને તેના અનુભવનો લાભ જનસમાજને આપવાની તેથી પણ વિશેષ જરૂર છે

**જ્ઞાનપંચમીપર્વ ઉજવવાનું બદલવું જોઈતું ધોરણ**

જ્ઞાનપંચમીપર્વ જેવા પવિત્ર પર્વને ઉજવવા સરખો વિચાર આવવો એ પણ સુભાગ્ય યોગને લીધેજ સમજવું જોઈએ, જમાનો પલટાય છે અને તે જાગૃતિનો છે ગાડરીયા પ્રવાહનો નથી, અંધ શ્રદ્ધાનો પણ નથી, પરંતુ હેતુ અને ગુણ પુરસ્સરતાનો છે હાલ ઘણા વખત થયા જ્ઞાનપંચમીપર્વ ઉજવવામા જે ધોરણ ચાલ્યું આવે છે તે ધોરણમા કંઈ સમયાનુકૂળ ફેરફાર જો કરવામા ન આવે તો તેનું પરિણામ હાનિકારકજ આવશે, જ્ઞાન પૂજાનું ધોરણ સર્વ કાળ માટે કોઈ ચોક્કસ પ્રકારનું હોય શકે નહિ " જે કાળે, જે પ્રસંગે, જે રીતે જે કાળના સુવિહિત આચાર્યોને જ્ઞાનપૂજા કરવી ઉચિત જણાતી હોય તે કાળે, તે પ્રસંગે, તે રીતે તેઓએ જ્ઞાનપૂજાનું ધોરણ ફેરવવું જોઈએ " અર્થાત્ જ્ઞાનપંચમી ઉજવવાનું ધોરણ તે તે સમયના લાભાલાભ તરફ દ્રષ્ટિપાત કરીનેજ સ્થાપિત કરવું જોઈએ

વર્તમાનયુગના જ્ઞાનપૂજાના ધોરણ વિષે વધુ નહિ લખતા જ્ઞાનપંચમીનો દિવસ આવતા તે શી રીતે ઉજવવો જોઈએ

તે વિષે કઇક કહેવુ ઉચિત જણાય છે જ્ઞાનપૂજા એ જો કે વસ્તુત એકજ દિવસ માટે નથી, તે એકજ દિવસનું કર્તવ્ય નથી. વ્યવહારદૃષ્ટિએ જનસમૂહને ઉદ્દેશીને જ્ઞાનારાધનનો એક દિવસ નિયત કર્યો તે યોગ્યજ કર્યું છે પરતુ જ્ઞાનપચમી પર્વનુ કે જ્ઞાનપૂજાનુ રહસ્ય વર્ષના ત્રણસે સાઠે દિવસ આપણા હૃદયમા રમી રહેવુ જોઈએ જનસમૂહને અનુલક્ષીને જ્ઞાનપચમીના દિવસે પ્રદર્શન રૂપે જ્ઞાનને ઉપાશ્રય વગેરે સ્થળે ગોઠવવાની પ્રણાલી પણ ચાલુ રાખવા સાથે જ્ઞાનપૂજાનો મુખ્ય મુદ્દો વિસરવો જોઈએ નહિ જ્ઞાનપચમીતપના ઉદ્યાપનના નિર્ણીત કરેલા દિવસે જ્ઞાનપૂજા અર્થે જે કઈ દ્રવ્ય એકઠુ થયુ હોય અથવા ખર્ચવા ધાર્યું હોય તેનો ઉપયોગ પ્રાચીનાચાર્યો કૃત સસ્કૃત, પ્રાકૃત કે ચાલુ ભાષાના સુંદર ગ્રથો છપાવી પ્રકટ કરવા પાછળ કરવો જોઈએ.

કદાચ કોઈ પ્રશ્ન કરશે કે હાલની કેટલીક જૈન સસ્થાઓએ એ કાર્ય ઉપાડેલુ છે તેથી તે સસ્થાઓ જ્ઞાનપૂજા તો કરી રહી છે, તેમ છતા જ્ઞાનપૂજા કરવાનો ખાસ આગ્રહ કેમ કરી રહ્યા છો ? અલબત ! એ વાત સર્વ કોઈએ કબૂલ કરવી જોઈએ કે તે તે જૈન સસ્થા જ્ઞાનપૂજા તો કરી રહી છે, પરતુ તે સ્વલ્પમાત્ર છે, જ્યારે વિદ્યુદ્વેગે વાહન ચલાવવાનુ હોય ત્યારે રગસીયા ગાડા પેઠે ચાલતું હોય એ કેમ પ્રશસનીય ગણાય ? લેખક તો જ્ઞાન પંચમીના ઉદ્યાપનનું વર્તમાન ધોરણ જોઈને ત્યા સુધી કહેવા તત્પર થાય છે કે એ તપનો વાસ્તવિક ઉદ્દેશ સફળ થતો નથી, અથવા વિવેકની ખાતર એમ કહી શકાય કે સે કડે દશ ટકા સફળ થતો હશે લેખક આ પ્રમાણે કહેવા તત્પર થાય છે તેથી તે વાત કદાચ કેટલાક જૈનોને અરૂચિકર જણાશે, પરતુ તેઓ જરા ઉડા ઉતરી તપાસ કરશે તો તેમને પણ જણાઈ આવશે કે લેખક-

નુ કથન સત્ય છે કારણ કે જૈનાચાર્યોએ રચેલા એ કરો યા હજારો ગ્રથો આજે કેટલાય ભડારોમા સડે છે, ઉદ્ધઈનો ભોગ બને છે, ધૂળધાણી થઈ જાય છે અરે! હમેશને માટે તે તે ગ્રથકર્તાનુ નામ ભવિષ્યના જૈન ઇતિહાસમાથી નાબૂદ થાય છે! આ જમાનામા જ્ઞાનપચમીનો જ્ઞાનપૂજાનો દિવસ ઉજવવા માટે વિશાળ પાયા પર જબરજસ્ત જ્ઞાનફડો સ્થાપવાની જરૂર છે તે ફડોદ્વારા યોગ્ય સુધારા વધારા સાથે અમૂલ્ય ગ્રથો સશોધિત કરાવી છપાવી બહાર પાડવા જોઈએ જ્ઞાનપૂજાનો ખરો ઉદ્દેશ તો આવો હોઈ શકે છે જૈનભડારોમા સડતા—નષ્ટ થતા જૈન પુસ્તકોનો ઉદ્ધાર કરવાનુ બીડુ ! જેમ બને તેમ વેલાસર ચોક્કસ યોજના કરી ઝડપવુ જોઈએ

જો આ સૂચનાનો અમલ કરવામા ન આવે અને ચાલુ ધોરણ પરજ જ્ઞાનપચમી ઉજવાતી રહેશે તો ઉંડાણમા ઉતરનારને તે માલૂમ પડી આવ્યા વગર નહિજ રહે કે તે વ્યવહારૂ (Practical) તો નથીજ તેમા બાહ્યાડબર માત્ર સમાયલો છે તે અર્થસાધક નથી. જ્ઞાનનો કયો સાચો ઉપાસક આવો બાહ્યાડબર પસદ કરે ? કોઇજ નહિ

**હાલનુ જ્ઞાનપચમી પર્વ ઉજવવાનુ ધોરણ કેમ પસદ કરવા યોગ્ય નથી ?**

જ્ઞાન પચમીપર્વનુ ઉજમણુ હાલ જે પદ્ધતિપૂર્વક કરવામા આવે છે તે સમયાનુકૂળ તો નથીજ એક સામાન્ય શિક્ષિત જૈન માતા કે પિતા જ્ઞાન પચમીનો દિવસ આવે ત્યારે શુ કરે છે ? તેઓ પ્રાત કાળે દેવમદિરમા કે ઉપાશ્રયમા જઈને જ્ઞાનને વદન કરે છે અને સાથે લઇ ગયેલ કાગળ અને કાઠાને જ્ઞાન સમીપે ભાવપૂર્વક મૂકે છે પ્રસ ગોપાત્ત એટલું તો

કબૂલ કરવુ જોઈએ કે બાળકોને જ્ઞાનની મહત્તા તરફ આકર્ષવા આ ધોરણ જોકે એક રીતે ઠીક છે, તે છેક નિરૂપયોગી તો નથીજ પરતુ પચાસ કે સાઠ વર્ષની વયે પહોચેલા જનો પણ તેજ ધોરણે પૂજન કરે કહો કે કાગળ અને કાઠાથી પૂજન કર્યું માને અને જ્ઞાનપૂજાનો મહત્ત્વભર્યો ઉદ્દેશ સમજવા યત્ન ન કરે તો સાઠ સાઠ વર્ષ પર્યંત કરેલ જ્ઞાનપૂજા શા કામની ? વાસ્તવિક રીતે તો જ્ઞાનપૂજા કરતી વેળાએ જ્ઞાનનુ મહત્ત્વ સ્ફુરી રહેવુ જોઇએ

જ્ઞાનપૂજાનો ઉત્તરોત્તર ક્રમ એવો હોવો જોઇએ કે જ્ઞાનના દર્શન અને પૂજન કરતા જ્ઞાનાભ્યાસ પ્રતિ વિશુદ્ધ પ્રેમ જાગૃત થવો જોઇએ પ્રેમ ઉદ્દ્ભવતા જ્ઞાનના સગ્રહ તરફ લક્ષ ખેચાવુ જોઇએ અને સગ્રહ તરફ લક્ષ ખેચાયા પછી તેનો વિવેકપૂર્વક ઉપયોગ કરવાની વૃત્તિ સ્ફુરવી જોઇએ અને અપ્રસિદ્ધ ગ્રથો પ્રસિદ્ધ કરવા માટે પોતાનો બનતો ફાળો આપવો જોઇએ તેમજ દેશ, કાળ, ભાવ અને ક્ષેત્રને અનુલક્ષીને નવા પુસ્તકો રચી-રચાવી-છપાવી-પ્રકટ કરી તેનો બહોળો પ્રચાર કરવો જોઇએ

હાલની ઉદ્યાપન પદ્ધતિ ખાસ કરીને પસદ કરવા લાયક નથી, તેના અનેક કારણો છે સૌથી મોટુ કારણ તો એ છે કે તેમા પ્રગતિજ નથી તે છતા તેને ચાલુ રહેવા દેવામા આવે તો ભાવિ જૈન પ્રજા તો તેને બાહ્યાડબરજ ગણશે જ્ઞાનના પ્રચાર માટે પ્રયાસ ન કરતા અમૂલ્ય ગ્રથોનો વારસો તદ્દન નષ્ટપ્રાય સ્થિતિમા રહેવા દેવાથી બેદરકારી ઉત્પન્ન થાય છે, સમયાનુકૂળપણે નવીન પુસ્તકો તૈયાર ન કરાવતા જ્ઞાનપચમી આવે ત્યારે જ્ઞાનનુ પ્રદર્શન માત્ર ભરી જ્ઞાન પ્રતિનો પૂજ્યભાવ જગતને બતાવવો એ એક પ્રકારનો બાહ્યાડબર નહિ તો બીજુ શું? ચાલુ પદ્ધતિમા ફેરફાર ન થાય અને જેમ ચાલે છે તેમજ જો ચાલવા દેવામા આવે તો આજનો

આ સ્થિતિ શા માટે ? એ પ્રશ્ન અત્ર ઉપસ્થિત થવો સભવે છે તેનુ કારણુ શોધવા દૂર જવાની જરૂર પડે તેમ નથી તેને માટે તો જ્ઞાનપૂજાની વર્તમાન ખામી ભરેલી પદ્ધતિજ જવાબદાર છે નવા યુગની જ્ઞાનપૂજા સ્ત્રીઓએ કે પુરુષોએ કાગળ અને કાઠાં જ્ઞાનને ચઢાવવા માત્રમા સમાયલી નથી, પણુ વ્યવહારૂ ધોરણે જ્ઞાનનો પ્રસાર કરવામા સમાયલી છે જે જ્ઞાનથી સસાર સ્વર્ગમય બનાવી શકાય, જે જ્ઞાનથી ઐહલૌકિક તેમજ પારલૌકિક આશયો સાધી શકાય તેમજ જે જ્ઞાન, લાભમા-અલાભમા, સુખમા-દુખમા, જયમા-પરાજયમા ઈત્યાદિ અનેક દ્વદ્વોમા સમતોલવૃત્તિ જાળવી રાખવામા સહાય કરતુ હોય તેજ વાસ્તવિક જ્ઞાન છે

સ્ત્રીઓ ઘરમા પતિ સાથે કલેશ કકાસ કરીને, ન્હાના બાળકોને રખડતા-રઝળતા મૂકીને નવીનાભરો ધારણુ કરીને જ્ઞાનપચમીને દિવસે જ્ઞાન પાસે જઇ જ્ઞાનપૂજા કરવા ઉતાવળી-અધીરી થઈ રહે એ શુ વાસ્તવિક જ્ઞાનપૂજા છે ? નહિ, નહિ ! એ અજ્ઞાન મૂલક પ્રથા છે બાહ્ય આડબર માત્ર છ જ્ઞાનપૂજાનું ખરૂ રહસ્ય તે તદ્દન જુદુજ છે જ્ઞાનપૂજાની અજ્ઞાનતાભરી વર્તમાન પદ્ધતિમા ફેરફાર કરી તેને જ્ઞાનમૂલક બનાવવી ઘટે છે તેમા સગીન સુધારો કરવો જરૂરનો છે આપણા શિરસાવદ્ય ગણાતા મુનિવરોએ આ વીસમી સદીમા જ્ઞાનપૂજાના ખરા તત્ત્વ તરફ સમાજને વાળવો જોઈએ આપણા વિદ્વાન્ સુધારકોએ જ્ઞાનપૂજાનું સમયાનુકૂળ ધોરણુ સ્વીકારી જૈન સમાજ પ્રતિની પોતાની ફરજ સમજવાની શુભ તક હાથ ધરવી જોઈએ આ નવયુગમા જાગૃત થઈ તેઓ જો હાલની જ્ઞાનપૂજાપદ્ધતિના સબધમા વાસ્તવિક પગલા લેશે નહિ તો લેખકને ભય રહે છે કે તેમના માન, પ્રતિષ્ઠા અને યશ આજ પર્યંત જળવાઇ રહ્યા છે તે હમેશને માટે ટકી રહેશે કે કેમ ? તેઓએ આ પ્રશ્ન જરા વિચારી જોવો ઘટે છે

હાલમા આપણા દેશની હાઇસ્કૂલો અને કૉલેજોમા અપાતા શિક્ષણની પદ્ધતિ ફેરવવાની પ્રબળ હીલચાલ ચાલી રહી છે વસ્તુત ચાલુ શિક્ષણ પદ્ધતિ સે કડો વર્ષોની જુની નથી, છતા એમ કહેવામા જરાય ખોટુ નથી કે તેમા સમયાનુકૂળ ફેરફાર ન કરવામા આવે તો દેશનુ ભાવિ કઇ ઓીજુજ હોય કદાચ એવો પ્રશ્ન કરવામા આવે કે તે શિક્ષણ પદ્ધતિ તો રાજ્યાશ્રિત હોઇ ફેરવી શકાયજ નહિ, તો તેના ઉત્તરમા કહી શકાય કે નૅશનલ હાઇસ્કુલો અને નૅશનલ કૉલેજો સ્થાપો અને તેને ચલાવો, કોનો મગદૂર છે કે તે ચલાવતા તમને અટકાવી શકે ? તેજ પ્રમાણે જ્ઞાનપચમી તપના ઉદ્યાપનની વાત રાજ્યાશ્રિત નથી તે તો જૈનોની ગૃહાશ્રિત વાત છે, પરિણામે જે પદ્ધતિ અર્થસાધક જણાતી ન હોય, જે સમયાનુકૂળ પણ ન હોય તેને વળગી રહેવાનો અર્થ શો ? આ રીતે જૂની પ્રથામા સમાયલી અર્થશૂન્યતાજ તેમા ફેરફાર કરવાની આવશ્યકતા પૂરવાર કરી આપે છે

**જ્ઞાનપચમીના ઉદ્યાપનનો પ્રકારાન્તર**

આ પવિત્ર પર્વ નિમિત્તે કેટલાક જૈન સ્ત્રી-પુરૂષો દરેક માસની શુકલપચમીએ ઉપવાસ કરે છે જ્ઞાનના આરાધન માટે પૂર્વોક્ત ક્રિયા પણ કરાવે છે એ પ્રમાણે પાચ વર્ષ અને પાચ માસ પર્યંત તપ કર્યા પછી શક્તિ અનુસાર તેનુ ઉદ્યાપન કરે છે આ પ્રસગે શ્રીમત ગ્રહસ્થો ઉદ્યાપન નિમિત્તે આ પુસ્તકના બારમા અને તેરમા પૃષ્ઠોમા લખેલી વસ્તુઓ શક્તિ અનુસાર અમૂક અમૂક સખ્યામા મૂકે છે, ઘણી વખત એવુ પણ બને છે કે અમૂક દેવાલયમા કે ઉપાશ્રયમા સખ્યાબધ તે તે વસ્તુઓ વિદ્યમાન હોય છતા તેમા નિરર્થક વધારો જ કરાતો હોય છે, ચોક્કસ પરસ્થિતિને ઉદ્દેશીને કરવામા આવેલી શાસ્ત્રાજ્ઞાને

પરિસ્થિતિના પરિવર્તન પછી પણ વળગી રહેવામા શુ ડહાપણ સમાયેલુ છે તેનો વિચાર કરવાની હવે તો જરૂર જણાય છે

જૈન ભડારોમા સડતા પ્રાચીન સાહિત્ય તરફ દૃષ્ટિ સરખીએ નહિ કરતા અને ઉપર જણાવ્યા મુજબ ઉદ્યાપન નિમિત્તે ખર્ચવા ધારેલી રકમ ચોક્કસ વસ્તુઓ પાછળ જ ખર્ચી નાખવી એ તો તદ્દન અવિવેકભર્યું જ ભાસે છે આ સ્થિતિ જોઇને કોઈપણ સુવિચારક જૈનનુ હૃદય ખિન્ન થયા વગર રહેશે નહિ, છતા જ્ઞાનપચમીનુ વાસ્તવિક ઉદ્યાપન કરવા ઈચ્છનાર માટે એક બીજો પ્રકાર પણ અસ્તિત્વ ધરાવે છે અને તે એ છે કે ઉદ્યાપન નિમિત્તે ખર્ચવા ધારેલી રકમ " જૈન જ્ઞાનોદ્ધારક ફડ* " જેવી સસ્થા સ્થાપીને તેમા આપવી જોઇએ

ઉપર જણાવવામા આવેલી સસ્થાને પોતાની રકમ આપવાનો ઇરાદો કદાચ ન હોય તેવા જનો પોતે સસ્કૃત, પ્રાકૃત કે ભાષાના પુસ્તકો તૈયાર કરી–કરાવી છપાવી શક છે જ્ઞાનપચમીના ઉદ્યાપન નિમિત્તે ખર્ચવા ધારેલી રકમથી જે પુણ્ય તેઓ ઈચ્છતા હોય તે ઉપર પ્રમાણે કરવાથી તેમને જરૂર મળી શકે

એટલુ હમેશા લક્ષમા રાખવુ જોઇએ કે એક કાળે અને એક રીતે જે કાર્ય કરવુ ઉચિત જણાયુ હોય તે બીજા કાળમા અને બીજી રીતે કરવુ ઉચિત ન પણ હોઇ શકે દરેક જૈનએ

---

* આ નામની કોઇ સસ્થા જો કે હયાતી ધરાવતી નથી પરતુ ભારતના સમસ્ત જૈન સપ્રદાયોના બળથી આવુ ફડ સ્થપાય અને દરેક શહેરમા અને ગામમા તેની શાખા ( Branches ) સ્થપાય એ ઇચ્છવા યોગ્ય છે, આ સસ્થાનો ઉદ્દેશ જૈનોના પ્રાચીન–અર્વાચીન પુસ્તકોનુ સશોધન કરાવી છપાવી બહાર પાડવાનો હોવો જોઇએ લેખક

કે પુરૂષ આ મુદ્દો જો વિસરી ન જાય તો તેમની સ્થિતિમા સુધારો થવો કેટલો દૂર છે ? લગાર પણ નહીં

**ઉદ્યાપન નિમિત્તે ખર્ચવા ધારેલી રકમથી કરવા યોગ્ય બીજા કાર્યો**

જ્ઞાનપચમી તપના ઉદ્યાપન નિમિત્તે જે જે રકમ આવે તે તે સર્વને એકત્ર કરવી જોઇએ તે રકમથી કેટલાક ઉત્તમ પુસ્તકો તૈયાર કરાવી છપાવવા જોઇએ ખાસ કરીને તે પુસ્તકો કૉલેજોમા તેમજ હાઇસ્કુલોમા અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને ઉપયોગી થઇ પડે તેવી પદ્ધતિએ તૈયાર કરાવવા જોઇએ. આજકાલ ધાર્મિક અને નૈતિક કેળવણીના અભાવે વિદ્યાર્થીઓ ઉદ્ધત બની જાય છે અને પરિણામે પોતાના સમાગમમા આવનાર વર્ગને પણ તેવા બનાવે છે, તેમની તથા તેમના સમાગમમા આવનારની એવી દશા ન થવા પામે તે સારૂ જૈન ધર્મ સાથે સબધ ધરાવતા ઇતિહાસ, ભૂગોળ, જ્યોતિષ, તત્ત્વજ્ઞાન તેમજ વિજ્ઞાન વિષયની ઉત્તમ શ્રેણિઓ તૈયાર કરાવી બહાર પાડવી જરૂરની છે

ઉક્ત શ્રેણિઓની યોજના સકુચિતપણે ન હોવી જોઇએ પરંતુ તે ઉદાર ભાવથી તેમજ વિશાળ દૃષ્ટિથી વિવિધ જૈન વિષયોના પક્ષપાત વગરના ઉહાપોહ સહિત પ્રકટ થવી જોઇએ તે દરેકના પાચ, દશ કે પદર ભાગ થાય તેનો વિચાર કરવાની જરૂર નથી મતલબ એવી છે કે જૈન સમાજની અગીભૂત સમસ્ત હકીકતનો તેમા સમાવેશ થવો જોઇએ આવી શ્રેણિઓ બહાર પાડવામા આવતા આજે જૈન કે જૈનેતર સ્કૉલરોને અસ્તવ્યસ્ત કે ક્રમવિનાના જે જૈનગ્રથો ઘણા સમયના ભોગે વાચવા પડે છે તે વાચવા ન પડે અને અ૫ સમયમા ઘણુ કાર્ય સાધી શકાય

આ સિવાય રાત્રે ચાલતી બાળકોની જૈન શાળાઓ માટે અને સવારમા કે બપોરે ચાલતી શ્રાવિકાશાળા કે કન્યાશાળાઓ માટે પણ બાળકોના કે બાલિકાઓના જીવનના વિકાસમા સર્વથા અનુકુળ થઈ પડે તેવો અભ્યાક્રમ તૈયાર કરાવી સર્વ મતભેદોને તિલાજલિ આપી દઇને તેનેજ ચલાવવાની તજવીજ કરવી જોઇએ

આપણુ ધાર્મિક સાહિત્યનો મોટો ભાગ આપણી ધર્મભાષા તરીકે ગણાતી પ્રાકૃતભાષામા છે ભગવાન્ મહાવીરના નિર્વાણને શુમારે અઢી હજાર વર્ષ થવા આવ્યા છતા આજપર્ય ત તેનો ઉપ યોગ સારા પ્રમાણમા નહિ કરેલો હોવાથી તે અણખેડાયેલીજ રહેવા પામી છે, જૈનધર્મ પ્રતિ કે પ્રાચીન ગુજરાતી ભાષા પ્રતિ જેમને યત્કિચિત્ પણ માન હોય તેમણે આ ભાષાથી વાકેફ રહેવુ જોઇએ

આ ભાષાને* યુનિવર્સિટીમા દાખલ કરાવી બીજીભાષા ( Seecond Language ) તરીકે સ્થાન અપાવવા કોશીષ કરવી જોઇએ સસ્કૃત અને પ્રાકૃતભાષાના સારા વિદ્વાનો પાસે યુનિવર્સિટીને લગતુ જૈન સાહિત્ય સમયાનુકુળરીતે નવી પદ્ધતિએ તૈયાર કરાવવુ જોઇએ જેથી વિદ્યાર્થીઓની વૃત્તિ સાહિત્ય તૈયાર હોવાથી તે શીખવા તરફ સહજ રીતે આકર્ષાય

પ્રાકૃતભાષાનો એક મહાન શબ્દકોષ પણ નથી એ તૈયાર

---

* સુપ્રસિદ્ધ ડૉ ભાડારકરે ઇ સ ૧૯૧૮ ના જાન્યુઆરીની ૨૪ મી તારીખે મુબઇની યુનિવર્સિટીની સેનેટમા અર્ધમાગધી ભાષા દાખલ કરવાનો પ્રસ્તાવ રજુ કર્યો હતો, તે સુધારા વધારા સાથે પસાર કરવામા આવ્યો છે

લેખક

કરાવવાની સૌથી પ્રથમ જરૂર છે, તે કાર્ય પાર પડતા એક અગ ત્મનુ કાર્ય પાર પડયુ ગણાય *

જ્ઞાનપચમીનુ ઉધાપન કરવા ઇચ્છતા શ્રીમાનોએ સર્વ સૂચનાઓ લક્ષમા લેવી ઘટે છે, લેખક એક વાતનો નિર્ણય વાચ કોના શિરપરજ મૂકવા લાગે છે અને તે એ છે કે જુની પદ્ધતિ એ ઉધાપન કરવુ કે નવી પદ્ધતિએ કરવુ તેનો જમા-ઉધાર તેમણે પોતેજ કાઢી લેવો. અર્થાત્ જુની પદ્ધતિએ કરવાથી વધુ લાભ જણાય છે કે નવી પદ્ધતિએ જણાય છે તે તપાસી તે બેમાથી જે કર્તવ્ય જણાતુ હોય તેજ સ્વીકારવા સૂચના કરે છે

ઉપમ હાર

લેખકે સદહુ નિબધમા જ્ઞાનપચમી પર્વની ઉધાપન પદ્ધતિ વિષે જે વિચારો પોતાના અનુભવ મુજબ લેશ પણ સકોચ કે ભય ધર્યા વગર રજૂ કરવા હિમત કરેલ છે, તે સર્વ વિચારો આ વીસમી સદીના અપ્રસિદ્ધ જૈનજ્ઞાન-સાહિત્યની દશા નિહાળનારાઓને તો સત્ય જણાયા વિના રહેશે નહિ, છતા લેખક એમ કહેવા માગે છે કે તે તેમને સત્ય જણાતા હોય યા ન હોય, પરન્તુ વિચારના પરિ ણામે જે સત્ય બિના લક્ષમા આવવા પામી છે તે સમાજને જણાવવાનો ફક્ત આ યત્ન છે

* જૈન વિદ્વર્ગ જાણી ખુશી થશે કે કલકત્તા યુનિવર્સિટીના પ્રાકૃત ભાષાના વ્યાખ્યાતા ન્યાયવ્યાકરણતીર્થ પડિત હરગોવિદદાસ ત્રિકમલાલે લગભગ પચોતેર હજાર પ્રાકૃત શબ્દોનો એક મહાન્ શબ્દકોષ તૈયાર કરેલો છે અને તેના બે વિભાગ છપાઇ બહાર પડી ચૂક્યા છે

પ્રાકૃત શબ્દ કોષ રચવાનો મહાન્ પ્રયાસ શતાવધાની પડિત રત્નચદ્રજી સ્વામીએ પણ કર્યો છે અને તેનો પ્રથમ વિભાગ પ્રકટ પણ થઇ ચૂકેલ છે

લેખક

એમ છતા શ્રદ્ધાળુ ( ! ) અને જૂના જમાનામા રહેવામા જ માન સમજનારા મહાજનને આ ઉદાર, યુક્તિસગત અને વિશાળ વિચારો કદાચ કર્ણકટુ પણ થાય કિંવા અપ્રિય અને અયોગ્ય પણ જણાય તેમા પણ લેખક કશુ અનુચિત ધારતો નથી, છતા એટલુ તો ભાઈઓને જણાવી દેવુ જોઇએજ કે જ્ઞાનપૂજાની વર્તમાન પદ્ધતિમા જે અરસિકતા આવવા પામી છે તેને દૂર ખસેડીને તેમાં નવુ બળ, નવી ભાવના અને નવુ ચૈતન્ય આણવુ જોઇએ, તેના વિના સાહિત્યનો ઉદ્ધાર થનાર નથી એ નિ સશય વાત છે

આમ છતા જ્ઞાનપચમી તપની ઉદ્યાપન પદ્ધતિમા લેશ પણ પરિવર્તન કરવામા નહિ આવે તો તેનુ પરિણામ અનિષ્ટકારકજ આવવુ સભવે છે ' जैन जयति शासनम् ' નો હરહમેશ ઘોષ કરનારા જૈન સ્ત્રી-પુરૂષો ભલે એમ માનતા હોય કે અમારૂ જૈન શાસન જયવત વર્તે છે પરતુ શાસન એટલે શુ ? એટલુ પણ તેઓ વિચારશે ખરા ! શાસન એટલે સમ્યગ્ જ્ઞાન એ સમ્યગ્ જ્ઞાનનો ઉદ્ધાર આજે નહિ કરી શકાયો હોવાથીજ સમાજ કઢગી દશામા-જડતામા સપડાઈ રહ્યો છે વ્યાપાર-ઉદ્યોગમા કે કળા-કૌશલ્યમા પણ તેની દયામણી દશાજ દેખાય છે આ દુર્દશામાથી જૈનોને બહાર લાવવા માટે જો કોઇ સર્વોત્તમ માર્ગ હોય તો તે શાસન-સમ્યગ્ જ્ઞાનજ છે તેનો ઉદ્ધાર કરવામા લગાર પણ પાછા ન હઠો, સમાજના ઉદય માટે જે સત્ય અને સ્વતત્ર વિચારો સ્ફુરતા હોય તે નિડરપણે વ્યક્ત કરો, જો એમ કરશો તો તેમા તમારો અને સમાજનો ઉદય સમાયલો છે એ નિશ્ચય માનશો

જ્ઞાનપચમીના ઉદ્યાપનનો વાસ્તવિક માર્ગ બહાર લાવો. જ્યાસુધી આ બાબતમા નવીન પદ્ધતિનો આદર થયો નથી અને

વિક્ષેપેગે તેનો લાભ લેવાનું પણ ઉચિત સમજાયું નથી ત્યાસુધી સમાજની નિકૃષ્ટ દશા રહેવાનીજ

જો આ દશા દૂર કરવા ઇચ્છતા હો તો જૈનપુસ્તક ભંડારોમાં સડતા સાહિત્ય તરફ નજર કરો, તેને બહાર લાવો અને ત પાસો, તેનું સંશોધન કરાવી છપાવો અને તેનો છુટથી પ્રચાર કરો. જો આ સૂચનાનો અમલ નહિ થાય તો પરિણામે સાહિત્યનો અમૂલ્ય વારસો નષ્ટ થશે અને આખરે પચીશ-પચાશ વર્ષમાં તો સર્વ ગુમાવી બેસવું પડશે.

આ સ્થિતિએ ન મુકાવાનું બને તે માટે જ્ઞાનપંચમી ઉદ્યાપનનો સત્ય અને સમયાનુકૂળ માર્ગ જણાયો છે તે અહિં રજૂ કરવામાં આવ્યો છે તદનુસાર તેનો અમલ કરવાનો સદ્‌વિચાર વીરપરમાત્મા જૈન સમાજના સ્તંભીભૂત શ્રી સંઘને અર્પો.

